ધર્મબોધ ગ્રંથમાળા-પુષ્પ બીજું

# સફળતાની સીડી

## [ ચાર પ્રકારના પુરુષાર્થ ]

લેખક

'જિનભક્ત'

પ્રકાશક

શ્રી મુક્તિકમલ જૈન મોહનગ્રન્થમાળા

કાર્યાધિકારી-લાલચંદ નંદલાલ શાહ

ઠે રાવપુરા, ઘીકાંટા વડફળીઆ-વડોદરા

# આભાર

卐

શ્રી જયંત મેટલ વર્કસના માલિક કપડવંજનિવાસી ધર્મશ્રદ્ધાળુ, ઉદારચરિત, શ્રેષ્ઠિવર્ય, શ્રીમાન્ શેઠ ચીમનલાલ ડાહ્યાભાઈએ આ ગ્રન્થમાળાનુ પ્રકાશન સસ્તુ રાખવામા જે ઉદાર આર્થિક સહાય આપી છે તે માટે તેમનો હાર્દિક આભાર માનીએ છીએ

લી૦

પ્રકાશક

# વિષયાનુક્રમ

# વિષયાનુક્રમ



૧

# ભોંયતળિયું.

## સફળતા અને નિષ્ફળતાનુ કારણ

એક માણુસ એંશી વરસે લાલબુંદ લાગતો હોય, બને આંખે બરાબર દેખતો હોય અને આખી સોપારી દાતવડે ભાગી નાખતો હોય, તો આપણુને તરત જ લાગશે કે ' આ માણુસે આરોગ્યના કેટલાક નિયમો અવિશુદ્ધ પાળ્યા હશે ' તે જ રીતે જો એક પચીશ વર્ષનો નવયુવાન સફેદ પૂણી જેવો જણાતો હોય, આંખે બરાબર જોઈ શકતો ન હોય અને પાયો રિયા જેવા દતરોગથી પીડાતો હોય, તો આપણુને તરત જ લાગશે કે ' આ ભાઈ સાહેબે આરોગ્યના કેટલાક નિયમોનો ભગ જરૂર કર્યો હશે '

એક માણુસ થોડા વખતમા આગળ તરી આવ્યો હોય, લોકોની ખૂબ પ્રશસા પામ્યો હોય અને દિનપ્રતિદિન ઉન્નત

થતો હોય, તો આપણને તરત જ લાગશે કે 'આ માણસમા કેટલાક મહાન ગુણો–સદ્‌ગુણો જરૂર હોવા જોઈએ' તે જ રીતે એક માણસ જલ્દી પાઠો પડતો હોય, લોકોની નિદાને પાત્ર થતો હોય અને દિનપ્રતિદિન અવનતિને પામતો હોય, તો આપણને તરત જ લાગશે કે 'આ માણસમા મોટી ખોડો જરૂર હોવી જોઇએ'

એક માણસ વેપારમા સારો નફો કરતો હોય અને બીજો તેની જ કક્ષાનો વેપારી તે જ જાતના વેપારમા ખોટ કરતો હોય કે ઓછો નફો કરતો હોય તો આપણને જરૂર લાગશે કે 'પહેલા વેપારીની વેપાર કરવાની રીત સારી હશે અને બીજા વેપારીની વેપાર કરવાની રીત ખામીભરેલી હશે'

તાત્પર્ય કે જે મનુષ્યો સફલતા મેળવે છે, તેઓ કેટલાક નિયમોને ચોક્કસ અનુસરતા હોય છે, કેટલાક ગુણોને અવશ્ય ખીલવતા હોય છે, અને પોતાની નીતિરીતિ કે કાર્યપદ્ધતિમા કોઈ ને કોઈ પ્રકારની વિશિષ્ટતા દર્શાવતા હોય છે જ્યારે નિષ્ફલતાને વરનાર મનુષ્યો સ્થાપિત નિયમોનો કોઈ ને કોઈ રીતે ભગ કરતા હોય છે, દુર્ગુણોમા ફસેલા હોય છે અને નીતિ રીતિ કે કાર્યપદ્ધતિમા અનેક ખામીઓવાળા હોય છે, એટલે નિયમોનુ પાલન, સદ્‌ગુણોનો વિકાસ અને સુંદર કાર્યપદ્ધતિ એ સફલતાનુ કારણ છે અને યદૃચ્છા વર્તન, સ્વચ્છદી વર્તણુક તથા કામ કરવાની બીનઆવડત એ નિષ્ફલતાનુ કારણ છે

ઊંચે ચડવાનુ અઘરુ છે, નીચે ઉતરવાનુ સહેલુ છે આ વાતનો વધારે ખ્યાલ દાસીપુત્રનુ દષ્ટાત વિચારવાથી આવી શકશે

## બિચારો દાસીપુત્ર !

એક મનુષ્યે ભિક્ષુક જણાતા કોઇ મનુષ્યને કુતૂહલવશાત્ પ્રશ્ન કર્યો 'અરે ભિક્ષુક ! તારી લંગોટીમાં વસ્ત્રનું નામનિશાન રહ્યું નથી, તે કેવલ દોરામય દેખાય છે, તેનું કારણ શું ?'

ભિક્ષુકે કહ્યું 'એ લંગોટી નથી પણ માછલાં પકડવાની જાળ છે'

આ જવાબથી આશ્ચર્યચકિત થયેલા મનુષ્યે બીજો પ્રશ્ન પૂછ્યો 'તું મચ્છી ખાય છે ?'

ભિક્ષુકે કહ્યું 'હા, હું મચ્છી ખાઉં છું, કારણ કે એના વિના મદિરા સારી લાગતી નથી'

પ્રશ્ન પૂછનાર વધારે આશ્ચર્યચકિત થયો તેણે ત્રીજો પ્રશ્ન પૂછ્યો 'એટલે તું મદિરા પણ પીએ છે ?'

ભિક્ષુકે કહ્યું 'શું કરું ? નિત્ય વેશ્યાને ત્યાં જાઉં છું એટલે ફરજિયાત પીવી પડે છે'

પ્રશ્ન પૂછનાર આભો બન્યો તેણે ચોથો પ્રશ્ન પૂછ્યો 'ત્યારે તું વેશ્યાગમન પણ કરતો હોઇશ ?'

ભિક્ષુકે કહ્યું 'દુશ્મનોથી ઘેરાયેલા મનુષ્યને માટે એ જ એક વિશ્રાંતિનું સુંદર સ્થાન છે'

પ્રશ્ન પૂછનારને સમજ પડી નહિ કે હવે આને શું પૂછવું ? છતાં તેણે પાંચમો પ્રશ્ન પૂછ્યો 'શું તું દુશ્મનોથી ઘેરાયેલો છે ?'

ભિક્ષુકે કહ્યું 'હા, કેટલાક માણસો મારી સાથે દુશ્મનાં

વટ રાખી રહ્યા છે, કારણ કે મે ચોરીને આણેલી મત્તામાંથી તેમને મોટો હિસ્સો જોઈએ છે '

આ જવાબ સાભળીને પ્રશ્ન પૂછનારથી રહેવાયુ નહિ. તેણે તપી જઈને છઠ્ઠો પ્રશ્ન પૂછ્યો ' અરે પાપી ! ત્યારે તુ ચોરીનો ધધો પણ કરે છે ? '

ભિક્ષુકે કહ્યુ ' શુ કરુ ? જુગાર રમતા પૈસાની જરૂર ડગલે ને પગલે પડે છે એટલે ચોરી કરવી પડે છે '

આ જવાબે પ્રશ્ન કરનારની ધીરજનો અત આવ્યો એટલે તેણે સાતમો અને છેલ્લો સવાલ પૂછ્યો ' તુ જાતિનો કોણ છે અને ભિક્ષુકના વેશમા કેમ ફરે છે ? '

ભિક્ષુકે કહ્યુ ' હું રાજાની દાસીનો પુત્ર છુ ને એક વાર મારામારીમા એક બ્રાહ્મણનું ખૂન કરી બેઠો છુ એટલે તેની સજામાથી બચવા માટે આ ભિક્ષુકના વેશે ફરુ છુ '

પ્રશ્ન પૂછનારે મોઢેથી દમ ખેચ્યો ' ઓ ભગવાન ! આ તે કેટલુ અધ પતન ! '

તાત્પર્ય કે મનુષ્ય એક વાર વિવેકથી ભ્રષ્ટ થાય અને કર્તવ્ય-અકર્તવ્યનો ખ્યાલ ચૂકી જાય કે તે ક્રમશ નીચે જ ઉતરતો જાય છે અને શતમુખ વિનિપાતને નોતરે છે તેથી નિર્ગ્રંથ જૈન મહર્ષિઓએ સફલતાના ઉમેદવારો માટે નીચેની સાત આજ્ઞાઓ બહાર પાડેલી છે

## (૧) જુગાર રમશો નહિ

પૈસાની હારજિતવાળી પાનાની રમત, પાસાની રમત તથા અનેક જાતના ખેલો, ઘોડદોડની શરત, તેજીમદી અને આ

[illegible] કરેલા કરારોમાંથી યુક્તિપૂર્વક છટકી જવું, માલમાં ભેળસેળ કરવી; માપ અને તોલ ખોટા રાખવા, છેતરપીંડી કરવી એ ચોરીના માસિયાઈ ભાઈ બહેનો છે

ચોરીનો નાદ લાગુ પડતાં માર ખાવો પડે છે, બંધને બંધાવું પડે છે, જેલમાં જવું પડે છે અને કેટલીક વાર તો પ્રાણની આહુતિ પણ આપવી પડે છે આ નાદમાં ફસાઈ જનારો મનુષ્ય શાન્તિનો અનુભવ કરી શકતો નથી, સ્થિરતાનો અનુભવ કરી શકતો નથી તેમજ મલિનતામાં મસ્ત રહે છે તેથી તેને માટે ઉચ્ચજીવન અશક્ય બને છે જો કે કેટલાક ચોરો ઉદારતા, શૂરવીરતા અને તેમણે માનેલી પ્રામાણિકતાથી યુક્ત હોય છે, પણ એ ગુણો જીવનની સફળતા કરવા માટે પર્યાપ્ત નથી, તેમજ તેની પાછળ રહેલી દૃષ્ટિ મિથ્યા હોવાને લીધે તે ગુણો તેને ચોરીનો ધંધો વધારે જોરથી કરવાનું ઉત્તેજન આપે છે

કેટલાક મનુષ્યો પેટ ભરવા માટે કોઈ અન્ય રસ્તો ન સૂઝતાં ચોરીનો ધંધો પસંદ કરે છે અને ધીમે ધીમે રીઢા બની જાય છે આમાં અજ્ઞાન, કુસંગ અને પ્રામાણિકપણે પરિશ્રમ કરવાની વૃત્તિનો અભાવ મોટા ભાગે કારણભૂત હોય છે

જે માબાપો નાનપણથી પોતાના છોકરા માટે પૂરતી કાળજી રાખતા નથી કે તેમની નાનીમોટી ચોરીને ઉત્તેજન આપે છે, તેઓ એને મહાન ચોર બનાવવામાં નિમિત્તભૂત થાય છે કહ્યું છે કે–

> " चौरश्चौरापको मन्त्री, भेदज्ञ काणकक्रयी ।
> अन्नद स्थानदश्चेति, चौर सप्तविध स्मृत ॥"

(૧) જે ચોરી કરે છે (૨) જે ચોરી કરાવે છે–ચોરી કરવામા ઉત્તેજન આપે છે (૩) જે ચોરને સલાહ આપે છે (૪) જે ચોરનો ભેદ જાળવી રાખે છે, (૫) જે ચોરીનો માલ વેચી આપે છે (૬) ચોરને ખાનપાન આપીને પોષે છે અને (૭) જે ચોરને સતાઈ રહેવા માટે પોતાનુ સ્થાન આપે છે, તે બધા જ ચોરો છે એટલે ચોર એક જ પ્રકારનો નહિ પણ સાત પ્રકારના હોય છે

## માનુ નાક કરડી ખાધુ !

એક વિધવા બ્રાહ્મણી હતી તેને એક પુત્ર હતો આ પુત્ર ખરાબ સસ્કારોને લીધે–ખરાબ સોબતને લીધે ચોરી કરતા શીખ્યો એક વાર તેણે કોઈ વેપારીની દુકાનમાથી થોડા તલ ચોર્યાં અને તે લાવીને માને આપ્યા એટલે માએ કહ્યું 'દીકરા ! તુ બહુ ડાહ્યો છે આ તલની આપણે તલ સાકળી બનાવીશુ, જે કેટલાક દિવસ સુધી ખાવાને કામ લાગશે '

બીજી વાર એ વિધવા–પુત્રે એક વેપારીની દુકાનમાથી ગોળ ચોર્યો અને લાવીને માને આપ્યો એટલે માએ કહ્યુ 'પુત્ર ! તને શાબાશી ઘટે છે કે તુ ગોળ લઈ આવ્યો આપણી પાસે ગોળ મુદ્દલ ન હતો, તેથી એ ખાવાના કામમા આવશે '

ત્રીજી વાર એ વિધવા–પુત્રે કોઈ કાપડિયાની દુકાનમાથી કાપડનો તાકો તફડાવ્યો અને માની પાસે મૂકયો એટલે માએ કહ્યુ 'આ કામ તો તે ઘણુ જ સારુ કર્યું, કારણ કે આપણા કપડા ફાટી ગયા હતા, તે હવે નવા શીવડાવી શકીશુ '

આ રીતે વિધવા–પુત્રને તેની મા તરફથી દરેક વાર ઉ

જન મળવાને લીધે તે મોટો ચોર બન્યો અને ચોરીના કામમાં જ ખરી બહાદુરી માનવા લાગ્યો. એમ કરતાં તેણે ચોરોની એક ટૂકડી જમાવી અને તેની મદદથી અવારનવાર મોટા ખાતર પાડવા લાગ્યો. તેની આ રંજાડથી શહેરમાં બૂમ ઊઠી કે 'કોઈ મોટો ચોર પાક્યો છે, નહિ તો અવારનવાર તાળાં કેમ તૂટે અને ખાતરો કેમ પડે?' આ બૂમાટાને લીધે રાજ્યના કર્મચારીઓ સાવધ બન્યા અને ચોરને પકડી પાડવા માટે વિવિધ ઉપાયો કરવા લાગ્યા.

માણસ ગમે તેવો હોશિયાર અને કાબેલ હોય તો પણ કોઈક વાર ભૂલ કરે છે, એટલે આ વિધવા-પુત્ર એક વાર પોતાની ભૂલને લીધે આબાદ સપડાઈ ગયો અને તેને ન્યાયાધીશ સમક્ષ રજૂ કરવામાં આવ્યો. તેના પર ઘર ફાડવાના, ઠગાઈ કરવાના, ચોરી કરવાના એમ અનેક જાતના તહોમતો હતા, એટલે ન્યાયાધીશે તેને ફાંસીની સજા ફરમાવી.

ફાંસીએ લટકાવતાં પહેલાં સામાન્ય રીતે દરેક ગુનેગારને પૂછવામાં આવે છે કે 'તેની છેલ્લી ઈચ્છા શું છે?' તે મુજબ આ વિધવા-પુત્ર ચોરને પણ પૂછવામાં આવ્યું કે 'તારી છેલ્લી ઈચ્છા શું છે?' તે વખતે એ વિધવા-પુત્ર ચોરે કહ્યું કે-મારી છેલ્લી ઇચ્છા મારી માનો ચરણસ્પર્શ કરવાની છે, માટે તેને અહીં હાજર કરો. રાજ્યાધિકારીઓએ તે વાતનો અમલ કર્યો અને તેની માતાને હાજર કરવામાં આવી. તે વખતે આ વિધવા-પુત્ર ચરણસ્પર્શ કરવાના બહાને તેની નજીક ગયો અને તેનું નાક કરડી ખાધું!

આ જોઈ સર્વત્ર હાહાકાર થયો અને પૂજ્ય માતાનો

ચરણસ્પર્શ કરવાને બદલે આ અધમે તેનું નાક કેમ કરડી ખાધુ ? એ પ્રશ્ન સહુના મનમા ઊઠવા લાગ્યો તેથી અધિકારીઓએ તે ચોરને પૂછયુ કે ' તે આવુ કાળુ કૃત્ય કેમ કર્યું ! '

ચોરે કહ્યુ ' મે યોગ્ય જ કર્યું છે જો મારી માતાએ મને નાનપણમા ચોરી કરતા વાર્યો હોત તો મારી આ હાલત થાત નહિ પણ તેણે તો મને ઉત્તેજન જ આપ્યા કર્યું એટલે તે મારી માતા નહિ પણ જીવતી ડાકણ છે અને તેથી જ મે એનુ નાક કરડી ખાધુ છે '

આ સાભળી બધા માણસોનુ કુતૂહલ શાત થયુ અને તેમણે હવે પછી પોતાના પુત્ર-પુત્રીઓને ચોરીના કોઈ પણ પ્રસગમા કોઈ પણ જાતનું ઉત્તેજન ન આપવાનો નિર્ણય કર્યો તાત્પર્ય કે ' ચોરી કરશો નહિ '

## ( ૩ ) માસ-ભક્ષણ કરશો નહિ

ચરબી વાપરવી, મત્સ્ય ખાવા, ઈંડા વાપરવા, એ બધા માસભક્ષણના સ્વરૂપો છે આ પ્રકારનુ માસભક્ષણ પચેન્દ્રિય પ્રાણીઓનો વધ કર્યા-કરાવ્યા વિના થઇ શકતુ નથી

જે પારકાના પિડથી પોતાનો પિડ પોષવાને ઇચ્છે, તેને ન્યાયી કેમ કહેવાય ?

જે અનેક પ્રકારની નિર્દોષ વસ્તુઓ છોડીને સદોષ માસને પસદ કરે, તેને શાણો કેમ કહેવાય ?

જે પ્રાણીમાત્રને એક *પિતાની ઓલાદ માનવા છતા તેને કાપીને ખાઇ જાય, તેને શિષ્ટજન કેમ કહેવાય ?

---

* જૈન સિવાયના ઈતર દર્શનકારોની માન્યતાની અપેક્ષાએ આ વાત છે

આ જગતમા ખાવાની વસ્તુઓ કયા ઓછી છે કે મનુષ્યે માસભક્ષણ કરવું જોઈએ ? જે મનુષ્યો એમ માને છે કે માસ ભક્ષણથી જ શારીરિક બળની વૃદ્ધિ થાય છે, તેમણે ગૂર્જરેશ્વર કુમારપાળ તથા મ ત્રીશ્વરો વસ્તુપાલ-તેજપાલ, વિમલશા, ભામાશાના દાખલાઓ વિચારવા કે જેઓ નિર્માસાહારી હોવા છતા, અનેક લડાઈઓમા વિજય મેળવી પરાક્રમી તરીકે પકાયા પશુઓમા હાથી, અશ્વ અને સાઢની શક્તિ તપાસવી જોઈએ જીવનમા કોઈ પણ વાર માસભક્ષણ ન કરવા છતા તેમનામા કેટલી બધી તાકાત હોય છે? આ વાતની વિરુદ્ધ કદાચ એમ કહેવામા આવે કે હાથી, અશ્વ અને સાઢ બળવાન છે, પણ તેને નિત્ય માસાહાર કરનારો સિહ મારી શકે છે, માટે વન સ્પતિના આહાર કરતા માસાહાર વધારે તાકાતવાળો છે પરતુ આમ કહેવુ યથાર્થ નથી, કારણ કે કેટલીયે વાર હાથીઓએ સિહ, વાઘ અને દીપડાને પગ તળે ચગદીને સૂઢવડે ચીરી નાખ્યાના દાખલાઓ બનેલા છે વળી ગીરની ભેસોથી સિહ બીએ છે, એટલે કે તેને છેડવાની હિમ્મત કરી શકતા નથી તેથી માસાહારથી જ બળવૃદ્ધિ થાય છે, એમ માનવુ નિરર્થક છે

વળી માસાહારથી જડતા વધે છે, તમોગુણ વધે છે, મનના પરિણામો જલદી હિસક થાય છે અને વિચારોની સૂક્ષ્મકોટિ સુધી પહોચી શકાતુ નથી માટે 'માસ-ભક્ષણ કરશો નહિ'

## (૪) મદિરાપાન કરશો નહિ

દારૂ, સુરા, વારુણી, સોમરસ, કાદબરી કે એવા જ બીજા અન્ય નામે ઓળખાતા માદક પદાર્થોનુ સેવન કરવુ તે મદિરા પાન છે, જેના સામાજિક, આર્થિક, શારીરિક અને માનસિક

પરિણામો ઘણા જ ખતરનાક છે આ ભયંકર વ્યસનને લીધે સુખમય સસાર સળગી જાય છે, પૈસો ટકો પલાયન થાય છે, શરીર પાયમાલીના પથે પડે છે અને મન સદા વ્યાકુળ રહે છે

દારૂડિયાની હાલત કેવી કરુણ થાય છે, તે છાતીએ કોતરી રાખવા જેવુ છે તેઓ ઠેકાણે-કઠેકાણે ગમે ત્યા પટકાઈ પડે છે, તેમના ફાટી રહેલા મોઢામા કૂતરાઓ પેશાબ પણ કરી જાય છે!

દારૂની લતે ચડનારો મનુષ્ય જુગાર, ચોરી અને વ્યભિચાર જેવા મહાન દુર્ગુણોમા સરલતાથી ફસાઈ જાય છે, તેથી ઉન્નત વિચારો અને ઉન્નત આચારોને અપનાવવાનું તેમને માટે અશક્ય બને છે તેથી જ તે માનવ જીવનને નિષ્ફળ બનાવનાર 'મદિરાપાન કરશો નહિ'

## (૫) પરસ્ત્રીસેવન કરશો નહિ

પચની સાક્ષીએ જે સ્ત્રીનુ પાણિગ્રહણ કરવામા આવ્યુ હોય તે સિવાયની કોઈ પણ સ્ત્રીનો સમાગમ કરવો એ પરસ્ત્રીગમન છે એના ભયકર પરિણામો કેવા આવે છે, તે જાણવા માટે લકાપતિ રાવણનુ દૃષ્ટાત વિચારવુ જોઈએ તે અનેક વિદ્યાનો જાણકાર હતો, મહાન બળિયો અને પરાક્રમી હતો, પરતુ આ એક જ કુલક્ષણથી અધ પતનની ઊડી ગર્તામા સરી પડયો અને કાયમને માટે કાળી ટીલી લઈને આ જગત્ માથી વિદાય થયો

ગૂજરાતના વાઘેલા રાજા કરણને પણ આવો જ નાદ લાગ્યો હતો પ્રધાનની સ્વરૂપવતી સ્ત્રીએ તેના મનને પરાધીન બનાવ્યું હતુ આ કારણે તેણે જે ઉપાયો લીધા અને પરિણ

જે રીતે તેનો બદલો લીધો, એ આપણા ઇતિહાસની એક કમનશીબ કરુણ કહાણી છે એ પરસ્ત્રીલંપટ કરણના પાપે જ ગરવી ગૂજરાત પર અલ્લાઉદ્દીનનો ખૂની પંજો પડ્યો અને તેણે કાયમને માટે પોતાનું સાર્વભૌમત્વ ગુમાવી દીધુ

જેવી આપણી મા દીકરીઓ તેવી જ બીજાની મા દીકરીઓ જો આપણે બીજી સ્ત્રીઓ તરફ કુદૃષ્ટિ કરીએ, તો બીજા આપણી સ્ત્રી પર કુદૃષ્ટિ કરે એ સ્વાભાવિક છે એટલે સ્વાર્થ રક્ષાની ખાતર પણ મનુષ્યોએ આ બદીમાથી મુક્ત થવુ જોઈએ

'પારના ભાણે મોટો લાડવો' એ મનુષ્ય-સ્વભાવની નબળાઇનુ પ્રતિબિંબ છે ઘરની સ્રી પદ્મિની જેવી હોવા છતા સુદર લાગતી નથી અને બીજાની કુવડ જેવી સ્રી પણ સુદર લગે ! ! ખરેખર ! મનુષ્યની મૂઢતાને કોઈ છેડો જ નથી

ગૃહસ્થાશ્રમની દૃષ્ટિએ લગ્નની પ્રણાલિકાએ મનુષ્યને જાતિય જીવન માટે જે વ્યવસ્થા કરી આપેલી છે, તેમા સતોષ માનવો અને તે સબધોને પણ ઉત્તરોત્તર સયમની ઉચ્ચ ભૂમિકાએ લઈ જવા એમા મનુષ્યનુ શ્રેય છે, જીવનના કલ્યાણના અશો છે, એમા જીવતરની સફળતાના બીજો છે તેથી 'પરસ્ત્રી ગમન કરશો નહિ '

## ( ) વેશ્યાગમન કરશો નહિ

દેહવિક્રયનો ધધો કરનારી જે સ્રીઓ તે વેશ્યાના નામથી ઓળખાય છે, તેમના છદમા પડવુ એ વેશ્યાગમન કહેવાય છે એ જાતના છદમા પડતા પહેલા તો પૈસાની ખુવારી ખૂબ થાય છે, બીજુ અનેક જાતના ચેપી રોગો લાગુ પડે છે, ત્રીજુ

સામાજિક પ્રતિષ્ઠાનો નાશ થાય છે, ચોથુ ગૃહજીવનમા આગ ઊઠે છે અને પાચમુ પરલોકનુ હિત બગાડે છે

જે સ્ત્રીને ચોરચખાર, ભાડસવાયા, મવાલીગુંડા અને બદમાશ એવદૂકોએ ભોગવી હોય તેને પુન ભોગવવામા કઈ જાતનુ શાણપણુ છે?

જે સ્ત્રી કૃત્રિમ હાવભાવ અને બાહ્ય દેખાવથી મનુષ્યને પ્રથમ પ્રલોભન આપીને તેનો રમકસ ચૂસી લે છે અને તે કસ વિનાનો થયે તેને હડાયા ઢોરની જેમ હાંકી કાઢે છે, તેના સ્નેહના પડવામા કઈ જાતનુ ડહાપણુ રહેલુ છે?

ક્ષણિક વિષયતૃપ્તિ માટે ધન, આબરૂ અને ધર્મની આહૂતિ આપવી એ કેટલા અંશે વ્યાજબી છે, તેનો વિચાર પ્રત્યેક સુજ્ઞ મનુષ્યે તટસ્થભાવે કરી લેવો ઘટે છે

વેશ્યાગમન કરનાર પૂરો પરાધીન બને છે, મલિન જીવનમા સબડ્યા કરે છે અને ઉચ્ચ આદર્શોથી રહિત થાય છે, તેથી **'વેશ્યાગમન કરશો નહિ'**

## (૭) શિકારના છંદે ચડશો નહિ

શિકારનો શોખ એ નિર્દયતાની સૂચક એક બૂરી લત છે મનુષ્ય એકવાર તે નાદે ચડ્યો કે પછી તેને વારવાર શિકાર ખેલવાનુ મન થયા જ કરે છે તેમા કેટલીક વાર તો પ્રાણુની આહુતિ પણ આપવી પડે છે, અનેક શિકારીઓના દેહને વાઘ-વરૂઓએ ફાડી ખાધાના દાખલાઓ ઇતિહાસના પાને મોટી સંખ્યામા નોધાયેલા છે

શિકારનો છંદ કોઈ પણ રીતે વ્યાજબી નથી, આપણા શોખની ખાતર એક નિર્દોષ પ્રાણીનો જાન લેવાનો

શું અધિકાર છે? શું આપણને જીવવું ગમે છે અને તે પ્રા
ઓને જીવવું ગમતું નથી? તો પછી અન્યાયને આચર
અર્થ શું?

વળી જે પશુઓ મૂગા છે, તૃણનો આહાર કરનાર
અને નદી-નાળા તથા ઝરણાના પાણી પીનારા છે, તેને ગો
તીરનું નિશાન બનાવવામાં કઈ જાતની બહાદુરી સમાયેલી

ધિક્ પડો એ પુરુષાર્થને કે જે અશરણ મૂગા પ્રાણી
નાહક બલિદાન લે છે અને તેના કરનારને પાપપંકમાં ર
છે! તેથી જ 'શિકારના છંદે ચડશો નહિ.'

## ભોયતળિયું

આ રીતે મહામોઘા માનવભવને નિષ્ફલ બનાવનારી
નીસરણી સાત પગથિયાની બનેલી છે કે જેના પરથી
ઉતરી લીધા વિના સફલતાની સીડી પર આરોહણ કરી શ
નથી, એટલું જ નહિ પણ સફલતાની સીડીને ટેકવવાનું
તળિયું જ પ્રાપ્ત થતું નથી

ભોયતળિયું નરમ હોય તો સંભવ છે કે તેના પર
વાયેલી સીડી અંદર ઉતરી જાય, ભોયતળિયું પોચું હો
સંભવ છે કે તેના પર ગોઠવાયેલી સીડી આડીઅવળી
જાય તેથી સીડી ગોઠવનારે ભોયતળિયું સખત અને મ
હોય તેની પૂરી ખાતરી કરી લેવી જોઈએ ઉપર જ
નિર્ગ્રંથ મહર્ષિઓની સાત આજ્ઞાઓનું પાલન આવું
અને મજબૂત ભોયતળિયું પૂરું પાડે છે

## ૨

# સફલતાની સીડી.



'સફલતાની સીડી'નો વાસ્તવિક અર્થ શું છે, તે સમજી લેવાની જરૂર છે, કારણ કે જુદા જુદા હેતુઓ ધરાવનારાઓ એક જ વાક્ય કે એક જ શબ્દનો અર્થ જુદી જુદી રીતે કરે તે બનવા યોગ્ય છે આ વાતનો વધારે સ્પષ્ટ ખ્યાલ નીચેના ઉદાહરણો પરથી આવી શકશે

### ભીલ રાજાની ત્રણ રાણીઓ

એક ભીલ રાજા પોતાની ત્રણ રાણીઓને સાથે લઈને દૂરના કોઈ ગામ તરફ જઈ રહ્યો હતો તે વખતે એક રાણીએ કહ્યું 'હે નાથ! મને બહુ તરસ લાગી છે, માટે પાણી લાવી આપો ' બીજી રાણીએ કહ્યુ 'હે સ્વામી! મારાથી હવે ભૂખે રહેવાતુ નથી, માટે કોઇક પ્રાણીનો શિકાર કરો ' અને ત્રીજી

રાણીએ કહ્યું 'હે પતિદેવ! આ માર્ગ બહુ કટાળાભરેલો લાગે છે, માટે આપ એવુ સુદર ગીત ગાઓ કે જેથી મારુ મન પ્રસન્ન થાય '

તેમના જવાબમા ભીલ રાજાએ ફક્ત એટલુ જ જણાવ્યુ કે 'सरो णत्थि' એટલે પહેલી રાણી એમ સમજી કે નજીકમ કોઇ સરોવર નથી, તો પાણી ક્યાથી લાવે? મતલબ કે આગળ જતા કોઈ જલાશય આવશે ત્યારે પાણી લાવી આપશે. બીજી રાણી એમ સમજી કે ભાથામા બાણુ નથી, તો શિકાર કેવી રીતે કરે? મતલબ કે આગળ પર ખાવાનો કાઈ બીજો બદોબસ્ત કરશે અને ત્રીજી રાણી એમ સમજી કે સ્વર નથી એટલે ગળુ બેસી ગયુ છે, તો શી રીતે ગાય? તેથી એ માટે આગ્રહ કરવો ઉચિત નથી

આમ એક જ 'सरो णत्थि' વાક્યમાથી ત્રણ અર્થો કાઢ વામા આવ્યા —

(૧) सरो नास्ति–सर न अस्ति– સરોવર નથી
(૨) शरो नास्ति–शर न अस्ति– બાણ નથી
(૩) स्वरो नास्ति–स्वर न अस्ति– સ્વર નથી

## પડિતનો પ્રત્યુત્તર

એક વાર એક પડિતને ચાર જુદા જુદા મનુષ્યોએ ચાર સવાલ પૂછયા તે આ રીતે —

(૧) જીવનનુ લક્ષણ શુ?
(૨) કામદેવની સ્ત્રીનુ નામ શુ?

(૩) ઉત્તમ ફૂલ કયુ ?

(૪) કન્યા પરણ્યા પછી જાય કયા ?

પડિતે આ ચારે સવાલોના જવાબમા માત્ર એટલુ જ કહ્યુ કે-'સાસરદ જાય'

એટલે પહેલો સવાલ પૂછનાર સમજ્યો કે જીવનનું લક્ષણ સાસ=શ્વાસ છે બીજો સવાલ પૂછનાર સમજ્યો કે કામદેવની સ્રીનુ નામ રદ=રતિ છે ત્રીજો સવાલ પૂછનાર સમજ્યો કે ઉત્તમ ફૂલ જાય=જાઈનુ છે અને ચોથો સવાલ પૂછનાર સમજ્યો કે કન્યા પરણ્યા પછી સાસરદ જાય=સાસરે જાય છે

## પાચ પ્રશ્નોનો એક જ જવાબ

એક પટેલને પાચ માણસોએ જુદા જુદા સવાલ પૂછયા તે આ રીતે -

પહેલો સવાલ 'ખેડૂત કયો સારો ?'

બીજો સવાલ 'ઘોડો કયો શોભે ?'

ત્રીજો સવાલ 'ખાટલો કેવો જોઇએ?'

ચોથો સવાલ 'નિશાળીઓ કેવો હોય?'

પાચમો સવાલ 'કેવો સરદાર માન પામે ?'

પટેલ બહુ હોશિયાર હતા એટલે તેમણે આ પાચે સવાલનો એક જ ઉત્તર આપ્યો કે 'પાટીદાર' મતલબ કે ખેડૂતમા પાટીદાર સારો હોય છે તેના જેવી સુદર ખેતી બીજા લોકો કરી શકતા નથી ઘોડો પાટીદાર હોય તો જ શોભે છે, કારણ

કે તેથી પંથ જલ્દી કપાય છે આટલો પાટીદાર હોવો જોઈએ કે જેથી સૂવા ટાણે આરામ મળી શકે નિશાળીઓ પાટીદાર હોવો ઘટે કારણ કે પાટી વિના તે ભણી શકે નહિ અને સરદાર પાટીદાર હોય તો જ માન પામે કારણ કે પાટી વિનાના-જાગીર વિનાના સરદારોનો સમાજમાં કાંઈ ઓજ પડતો નથી

## સામાન્ય અર્થ

સફલતાની સીડીનો સામાન્ય અર્થ એ છે કે 'સફલતા માટેની સીડી' 'સફલતા મેળવવા માટેની સીડી' અથવા 'સફલતા જેનાથી મેળવાય તે પ્રકારની સીડી' જેમ પાણીના ઘડાનો અર્થ પાણી ભરવાનો ઘડો છે, જેમ અથાણાની બરણીનો અર્થ અથાણું ભરવા માટેની બરણી છે અને પૂજાના ઓરડાનો અર્થ પૂજા કરવા માટેનો ઓરડો છે, તેમ અહીં સફલતાની સીડીનો અર્થ સફલતા મેળવવા માટેની સીડી છે

## વિશેષ અર્થ

સફલતા એ કાર્ય કે પરિણામ છે અને સીડી એ કરણ કે સાધન છે, તેથી સફલતારૂપી પરિણામ લાવનારું જે સાધન તે સફલતાની સીડી છે

જેમ મલિનપણાનો ભાવ કે મલિનત્વ એ મલિનતા છે, જેમ સાક્ષરપણાનો ભાવ, કે સાક્ષરત્વ કે એ સાક્ષરતા છે અને જેમ દક્ષપણાનો ભાવ કે દક્ષત્વ એ દક્ષતા છે, તેમ સફલપણાનો ભાવ કે સફલત્વ એ સફલતા છે

સફલ શબ્દ બે પદોનો બનેલો છે स+फल તેમાં 'स' પદ સહિતપણાનો અર્થ બતાવે છે અને 'फल' પદ લાભ

ઇષ્ટ પરિણામનુ સૂચક છે, તેથી જે ક્રિયા કે જે પ્રવૃત્તિ, લાભ વાળી હોય, ઇષ્ટ પરિણામને લાવનારી હોય તે સફલ કહેવાય છે અને જે ક્રિયા કે જે પ્રવૃત્તિ લાભ વિનાની હોય, ઇષ્ટ પરિણામ લાવવાને અસમર્થ હોય, તે નિષ્ફલ કહેવાય છે

એક વિદ્યાર્થી વિદ્યાભ્યાસ કરીને ઊંચા ક્રમે ઉત્તીર્ણ થાય તો સફલ થયો ગણાય છે અને ઉત્તીર્ણ ન થાય તો નિષ્ફલ થયો ગણાય છે એક ખેડૂત ખેતી કરીને સારું અનાજ પકવી શકે તો સફલ થયો ગણાય છે અને કોઈ અનાજ પકવી ન શકે તો નિષ્ફલ થયો ગણાય છે એક વકીલ પોતાના અસીલ નો કેસ ચલાવીને જિતી જાય તો સફલ થયો ગણાય છે અને હારી જાય તો નિષ્ફલ ગયો ગણાય છે તે જ રીતે એક મનુષ્ય પુરુષાર્થ કરીને મનુષ્યત્વને સફલ કરી શકે તો સફલ થયો ગણાય છે અને તેમ ન કરી શકે તો નિષ્ફલ થયો ગણાય છે

સીડી એટલે ચડવાનુ સાધન સીડી એટલે ક્રમિક પ[illegible] ધિયા સીડી એટલે વ્યવસ્થિત સોપાનમાળા

એટલે જે સાધનવડે, અથવા જે ક્રમિક પ્રક્રિયાનુ અવલંબન લઇને અથવા તો જે સોપાનમાળાની વ્યવસ્થાને અનુસરવાથી મનુષ્ય પોતાને પ્રાપ્ત થયેલ [illegible] મનુષ્યત્વનુ સાર્થક્ય કરી શકે તે સફલતાની સીડી છે

તાત્પર્ય.

સફલતા શબ્દ [illegible] મનુષ્ય [illegible] સાચી સફલતા જે પરમાનંદ વડે પ્રાપ્ત થાય છે, [illegible] છે અને શબ્દ, મનુષ્ય પરમાનંદની પ્રાપ્તિ [illegible]

પ્રતિપાદક છે એટલે જે પુરુષાર્થવડે પરમાનંદની પ્રાપ્તિ થાય
એ સફલતાની સીડી છે

## પુરુષાર્થના પ્રકારો

આપણે આપણા જીવન દરમિયાન જે કાંઈ પુરુષાર્થ કરીએ છીએ તેને બે વિભાગમા વહેંચી શકાય એક તો સાસારિક સુખને માટે થતો અને બીજો આધ્યાત્મિક ઉન્નતિને માટે થતો તેમા પ્રથમ પુરુષાર્થનુ પ્રયોજન 'અર્થ' અને 'કામ' હોય છે, તથા બીજા પુરુષાર્થનુ પ્રયોજન 'ધર્મ' અને 'મોક્ષ' હોય છે

## અર્થ અને કામ

અર્થ વડે ખાનપાન મેળવી શકાય છે, વસ્ત્ર-અલકાર મેળવી શકાય છે, મદિર-મહેલ અને બાગબગીચા મેળવી શકાય છે તથા યશ, કીર્તિ અને અધિકાર પણ મેળવી શકાય છે વળી દાસદાસીઓ, નોકરચાકર, સેવકસેવિકાઓ તથા સ્ત્રીઓ પણ મોટા ભાગે તેને જ આધીન હોય છે કહ્યું છે કે—

"तावन्माता पिता चैव, तावत् सर्वेऽपि बान्धवाः ।
तावद्भार्या सदा हृष्टा, यावल्लक्ष्मी स्थिरा गृहे ॥"

"માતાપિતા ત્યા સુધી જ માન રાખે છે, સગાવહાલા ત્યા સુધી જ સ્નેહ રાખે છે અને સ્ત્રી પણ ત્યા સુધી જ હર ખાયેલી રહે છે કે જ્યા સુધી લક્ષ્મી ઘરમા સ્થિર હોય છે"

"नयेन नता विनयेन शिष्य', शीलेन नारी प्रशमेन साधु
जीवेन देहः सुकृतेन देही, वित्तेन गेही रहितो न किञ्चित् ॥

જોડા, આવી વિધવિધ વસ્તુઓ અને સ્ત્રી એ સ્પર્શસુખના સાધનો છે વિવિધ જાતના ખાણા, વિવિધ જાતના પીણા, વિવિધ જાતના મેવા-મિઠાઇ અને વિવિધ જાતના મુખવાસ એ રસસુખના સાધનો છે કેશર, કસ્તૂરી, અગર, ચંદન, વિવિધ જાતના તેલો, વિવિધ પ્રકારના અત્તરો અને સુવાસિત પુષ્પો એ ગંધસુખના સાધનો છે મનોહર વસ્ત્રો, મનોહર અલંકારો, મનોહર રૂપ અને મનોહર દેખાવ એ વર્ણસુખના સાધનો છે તથા સુંદર શબ્દો, પ્રિય વાક્યો, મધુર ગીત, મનહર અવાજ, રુચિકર તાન કે વિવિધ આરોહ-અવરોહને અનુસરતી સ્વરશ્રેણી એ શબ્દ સુખના સાધનો છે

તાત્પર્ય કે-એક પ્રકારના મનુષ્યો જે કાંઈ પ્રવૃત્તિ-પરિશ્રમ, વ્યાપાર-વ્યવસાય કે ધંધો-રોજગાર કરે છે, તેનો હેતુ કંચન, લક્ષ્મી, સુવર્ણ, દ્રવ્ય, નાણું ધન પૈસો આદિ નામથી ઓળખાતા અર્થની પ્રાપ્તિ હોય છે અને તે દ્વારા જ્યારે તેઓ વિવિધ ભોગ-ઉપભોગની સામગ્રી એટલે 'કામ' મેળવી શકે છે ત્યારે 'પોતાની મહેનત ફળી -' પોતાને સફળતા મળી ' એમ માને છે

## ધર્મ અને મોક્ષ

આધ્યાત્મિક ઉન્નતિનું સાધન, દાન-શીલ-તપ-ભાવવાળો ધર્મમાર્ગ કે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રવાળો મોક્ષમાર્ગ ગણાય છે કહ્યુ છે કે —

"दान सुपात्रे विशद च शील, तपो विचित्र शुभभावना च।
भवार्णवोत्तारणसच्चरण्ड, धर्मं चतुर्धा मुनयो वदन्ति ॥"

"સુપાત્રને દાન આપવુ, નિર્મળ ચારિત્ર રાખવુ, વિવિધ પ્રકારના તપો કરવા અને ઉત્તમ ભાવના રાખવી, એ ચાર પ્રકારનો ધર્મ ભવસાગરને પાર કરવા માટે સુદર વહાણુ છે, એમ મુનિઓ કહે છે "

દાન-વિષે કહ્યુ છે કે —

"ववसायफल विहवो, विहवस्स फल सुपत्तविणिओगो।
तयभावे ववसाओ, विहवो वि अ दुग्गइनिमित्त ॥"

"વ્યવસાયનુ ફળ વૈભવ છે અને વૈભવનુ ફલ સુપાત્ર વિનિયોગ છે, એટને કે તેનુ સુપાત્રને દાન કરવુ એ છે જો એમ કરવામા ન આવે તો એ વ્યવસાય અને એ વૈભવ, દુર્ગતિનુ નિમિત્ત બને છે "

"प्रदत्तस्य प्रभुक्तस्य, दश्यते महदन्तरम् ।
दत्त श्रेयासि सयूते, विष्ठा भवति भक्षितम् ॥"

"દીધેલા અને ભોગવેલા વચ્ચે મોટુ અતર જણાય છે જે દેવામા આવે છે તેના વડે શ્રેયની ઉત્પત્તિ થાય છે, જ્યારે ભોગવેલાની કે ભક્ષણ કરેલાની વિષ્ઠા બની જાય છે "

શીલ-વિષે કહ્યુ છે કે —

"शील नाम नृणां कुलोन्नतिकर शील पर भूषणम्,
शील ह्यप्रतिपाति वित्तमनघ शील सुगत्यावहम् ।
शील दुर्गतिनाशन सुविपुल शील यशः पावन,
शील निर्वृतिहेतुरेव परम शील तु कल्पद्रुम ॥"

"ખરેખર ! મનુષ્યોનુ શીલ કુલની ઉન્નતિ કરનારુ, પરમ ભૂષણરૂપ અને ન ચાલ્યુ જાય તેવુ ઉત્તમ ધન છે વળી પવિત્ર શીલ સુગતિને લાવનારુ, દુર્ગતિને દલનારુ અને પાવન યશરૂપ છે તેમ જ શીલ એ શાતિનો પરમ હેતુ છે તેથી શીલ એ જ આ જગતમા સાચુ કલ્પદ્રુમ છે"

તપ-વિષે કહ્યુ છે કે —

"जहा महातलायस्स सन्निरुद्धे जलागमे ।
उस्सिचणाए तवणाए कमेण सोसणा भवे ॥
एव तु सजयस्सावि, पावकम्मनिरासव ।
भवकोडीसचिय कम्म, तवसा निज्जरिज्जइ ॥"

"જેમ કોઈ મોટા તળાવમા પાણી આવવાના માર્ગ રૂધવામા આવે અને પછી તેને ઉલેચવામા કે તપાવવામા આવે તો તે તળાવનુ પાણી ક્રમે ક્રમે શોષાઈ જાય છે, તેમ સયત પુરુષ નવા પાપકર્મો કરતા અટકે અને તપનો આશ્રય લે, તે તેના ક્રોડો ભવના સચિત થયેલા કર્મો પણ ખરી પડે છે"

ભાવ-વિષે કહ્યુ છે કે —

"तक्कविहूणो विज्जो, लक्खणहीणो अ पडिओ लोए ।
भावविहूणो धम्मो, तिन्निवि नूण हसिज्जति ॥"

"જે વૈદ્ય રોગ પારખવામા કે ઔષધ આપવામા અક્કલનો ઉપયોગ કરતો નથી, જે પડિત પોતાના વિચારમા અને આચારમા વિદ્વત્તાના કાઈ લક્ષણો બતાવતો નથી અને જે ધર્મ ભાવથી રહિત હોય છે, તે ત્રણે, ખરેખર ! હાસીને પાત્ર થાય છે"

"दानशीलतपःसम्पद्भावेन भजते फलम्।
स्वादः प्रादुर्भवेद्भोज्ये, किं नाम लवणं विना ?॥"

"દાન, શીલ, તપ અને સંપત્તિ ભાવવડે જ ફલને ધારણ કરે છે રસોઈમાં મીઠુ ન હોય તો સ્વા૦ કયાથી ઉત્પન્ન થાય ? અર્થાત્ જે સ્થાન રસવતીમાં મીઠાનું છે, તે જ સ્થાન, દાન, શીલ અને તપમાં ભાવનું છે."

સમ્યગ્દર્શન એટલે સાચી દૃષ્ટિ કે સુદૃષ્ટિ, તેનાવડે જગત અને જીવનના પ્રશ્નોને સાચી રીતે જોઈ શકાય છે તે માટે અનુભવી પુરુષોએ કહ્યું છે કે—

"धनेन हीनोऽपि धनी मनुष्यो,यस्यास्ति सम्यक्त्वधनं प्रधानम्।
धनं भवद्क्रमरे सुखाय, भवे भवऽनन्तसुखी सुदृष्टिः ॥"

"ધનથી રહિત હોવા છતાં તે મનુષ્ય ધનવાળો છે કે જેને શ્રેષ્ઠ સમ્યક્ત્વ એટલે સમ્યગ્દર્શન કે સુદૃષ્ટિની પ્રાપ્તિ થઈ છે જ્યારે ધન બહુ બહુ તો એક ભવમાં જ સુખ આપી શકે છે ત્યારે સુદૃષ્ટિવાળો મનુષ્ય જે કાંઈ ભવો ધારણ કરવા પડે, તે દરેક ભવમાં અનંત સુખનો સ્વામી થાય છે."

"दानानि शीलानि तपांसि पूजा, सत्तीर्थयात्रा प्रवरा दया च।
सुश्रावकत्वं व्रतपालनं च, सम्यक्त्वपूर्वानि महाफलानि ॥"

"દાનના વિવિધ પ્રકારો, શીલના ભિન્ન ભિન્ન અંગો, નાના પ્રકારનું તપ, પૂજ્ય તારક તીર્થોની યાત્રા, ઉત્તમ દયા, સુશ્રાવકપણું અને વ્રતપાલન કરવાની શક્તિ એ સમ્યક્ત્વના જ મહાફલો છે."

સમ્યગ્જ્ઞાન એટલે સાચુ જાણપણુ કે તત્ત્વનો યથાર્થ બોધ તેને માટે કહ્યુ છે કે—

" पढम नाण तओ दया, एवं चिट्ठइ सव्वसंजए ।
अन्नाणी किं काही ? किं, वा नाहीइ छेयपावगं ॥ "

" સર્વસંયમી પુરુષ પ્રથમ જ્ઞાન અને પછી દયા એ રીતે વર્તે છે, કારણ કે અજ્ઞાની મનુષ્ય કરે શુ ? તે પુણ્ય અને પાપના ભેo કેવી રીતે જાણી શકે ? તાત્પર્ય કે–દયાનું પાલન કરવા માટે તે મૂળ તત્ત્વોને પહેલા જાણી લે છે "

" नाणस्स सव्वस्स पगासणाए, अन्नाणमोहस्स विवज्जणाए ।
रागस्स दोसस्स य संखएणं, एगन्तसोक्खं समुवेइ मोक्खं ॥ "

" જ્ઞાનના પૂર્ણ પ્રકાશથી અને અજ્ઞાન તથા મોહના ત્યાગથી, તેમજ રાગ અને દ્વેષના સક્ષયથી મનુષ્યો એકાંત સુખવાળા મોક્ષને પામે છે "

સમ્યક્ ચારિત્ર એટલે સદાચાર, સયમ કે વિરતિ, તે માટે કહ્યુ છે કે —

" नादंसणिस्स नाणं, नाणेण विणा न हुन्ति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमोक्खस्स निव्वाणं ॥ "

" જેને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયુ નથી, તેને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થતુ નથી જેને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થયુ નથી તેને સમ્યક્ ચારિત્ર પ્રાપ્ત થતુ નથી જેનામા સમ્યક્ ચારિત્રના ગુણો પ્રકટ્યા નથી તે કર્મબધનથી મુક્ત થતો નથી અને જે કર્મબધનથી મુક્ત થતો નથી તે નિર્વાણને પામી શકતો નથી "

" पञ्चाश्रवाद्विरमण, पञ्चेन्द्रियनिग्रह कपायजयः ।
दण्डत्रयविरतिश्चेति सयमः सप्तदशभेद' ॥ "

" હિસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાચ બાબતોથી વિરમવુ, પાચ ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, ક્રોધ, માન, માયા અને લોભને જિતવા, તથા મનથી, વચનથી અને કાયાથી પાપ કરતા અટકવુ, એ રીતે સયમ સત્તર પ્રકારનો છે "

" मिथ्या वक्तु न जानामि, मार किञ्चिचन्न कथयामि ।
गुप्तित्रितय समिती पञ्च, यावज्जीव खलु मा मुञ्च ॥ "

એક શિષ્યે પૂછયુ કે 'હે પૂજ્ય ગુરુદેવ ! ચારિત્ર કોને કહેવાય ? ચારિત્ર કેવુ હોય ? ચારિત્રના પ્રકારો કયા ? ચારિત્ર પામવા શુ કરવુ જોઇએ ? વગેરે બાબતોનુ રહસ્ય મને જણાવો' તે વખતે ગુરુએ જવાબ આપ્યો કે " હે શિષ્ય ! મને બહુ બોલતા આવડતુ નથી એટલે તને ટૂકમા જ જવાબ આપી દઉં કે જ્યા સુધી તુ જીવે ત્યા સુધી ત્રણ ગુપ્તિ અને પાચ સમિતિને છોડીશ નહિ, અર્થાત્ ત્રણ ગુપ્તિ અને પાચ સમિતિના પાલનમા સમ્યક્ ચારિત્રનુ તમામ રહસ્ય આવી જાય છે "

ત્રણ ગુપ્તિ એટલે મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ જેનાથી મન પર કાબૂ રખાય તે મનોગુપ્તિ, વચન પર કાબૂ રખાય તે વચનગુપ્તિ અને કાયા પર કાબૂ રખાય તે કાયગુપ્તિ

પાચ સમિતિ એટલે ઇર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણા સમિતિ, આદાનનિક્ષેપસમિતિ અને પારિષ્ઠાપનિકાસમિતિ સમિતિનો અર્થ સાવધાની કે જયણાપૂર્વકની પ્રવૃત્તિ

જવાનો છે તેમાં જયણાપૂર્વક ચાલવું એ ઈર્યાસમિતિ છે, જયણાપૂર્વક બોલવું એ ભાષાસમિતિ છે, જયણાપૂર્વક આહાર, પાણી વગેરે મેળવવા એ એષણાસમિતિ છે, વસ્ત્ર, પાત્ર વગેરેનું જયણાપૂર્વક પડિલેહણ એટલે ચક્ષુથી જીવજંતુ રહિત છે કે કેમ ? તે તપાસવું તથા તેમને યથાસ્થાને લેવા મૂકવા તે આદાન-નિક્ષેપ (આદાન એટલે ગ્રહણ, નિક્ષેપ એટલે સ્થાપન) સમિતિ છે, અને મલ, મૂત્ર, બળખો કે કચરાને જીવ રહિત ભૂમિમાં સંતાપ ન થાય તે રીતે જયણાપૂર્વક પરઠવવા-નાખી દેવા તે પારિષ્ઠાપનિકાસમિતિ છે

કહ્યું છે કે —

" जयणा य धम्मजणणी, जयणा धम्मस्स पालणी होइ ।
तव्वुड्ढीकरी जयणा, एगंत सुहावहा जयणा ॥ "

જયણા એટલે યત્ના, યત્ન, બનતો તમામ પ્રયાસ કે બની શકે તેટલી વધારેમાં વધારે કાળજી, તે ધર્મની જનેતા છે, ધર્મનું પાલન કરનારી છે, ધર્મની વૃદ્ધિ કરનારી છે અને એકાંત એવા મુક્તિસુખને લાવનારી છે '

તાત્પર્ય કે-બીજા પ્રકારના મનુષ્યો જે કાંઈ પ્રવૃત્તિ-પરિશ્રમ, વિધિ-વિધાન, આચાર-અનુષ્ઠાન કે ક્રિયાઓ કરે છે, તેનો હેતુ ઉત્તમ જીવન ગાળવાનો હોય છે અને તે દ્વારા જ્યારે તેઓ મોક્ષમાર્ગની સામગ્રી મેળવી શકે છે ત્યારે 'પોતાની મહેનત ફળી' 'પોતાને સફલતા મળી' એમ માને છે

આ રીતે મનુષ્ય માત્રની પ્રવૃત્તિ યા તો અર્થપ્રાપ્તિના હેતુથી, યા તો કામપ્રાપ્તિના હેતુથી, યા તો ધર્મપ્રાપ્તિના હેતુથી, યા તો મોક્ષ

પ્રાપ્તિના હેતુથી થાય છે આ ચાર પ્રકારના હેતુમાથી પ્રથમ અર્થના બે હેતુઓ એટલે અર્થ અને કામને હેય ગણવામા આવ્યા છે, કારણ કે તેનાથી મનુષ્ય જીવનનો મહાઉદ્દેશ જે પરમાનદની પ્રાપ્તિ છે, તે થઇ શકતી નથી

### અર્થની હેયતા

અનેક દુર્ગુણોને ઉત્પન્ન કરવામા નિમિત્તભૂત છે કહ્યુ છે કે —

" निर्दयत्वमहङ्कारस्तृष्णा कर्कशभाषणम् ।
नीचपात्रप्रियत्व च पञ्च श्रीमहचारिण ॥ "

" લક્ષ્મીની સાથે પાચ વસ્તુઓ હાજર થાય છે (૧) નિર્દયતા (૨) અહકાર (૩) તૃષ્ણા (૪) કર્કશ વચન પ્રયોગ (૫) હલકી કોટિના માણસો પ્રત્યે પ્રેમ

આ કથન સર્વાશે સત્ય ભલે ન હોય, પણ મહદ્ અશે સાચુ છે મનુષ્ય પાસે જરૂર કરતા ધનસચય વધારે થવા લાગ્યો કે તે પોતાના મૂળ મિત્રોને એક પછી એક છોડતો જાય છે અને નવા સાથે દોસ્તી બાધે છે સગાવહાલાને પણ તરછોડવા લાગે છે અને ગરીબોની ગતિ ઠીક જ વિસરી જાય છે વળી વડીલો અને માતા પિતા પ્રત્યે તેની વર્તણુકમા ફેર પડી જાય છે અને જે સ્ત્રી આજ સુધી પોતાની સાથે ભુખી અતો ઉગવવામા, આફત ઝીલવામા અને તમામ પ્રકારના વિકટ પ્રસગોમા સાથ પૂરતી હતી, તેમજ નિરાશામય સયોગોમા આશ્વાસનના વચનો કહીને તેને ટટાર રાખતી હતી, તે સ્ત્રી તેને સામાન્ય ' યોગ્યતા વિનાની ' ' પોતાના માટે નકામી ' અને ' રૂપ–ગુણવિહીન ' જણાય છે, તેથી તેના પર

કરવામાં તે મગરૂરી માને છે આ રીતે વધારે પડતો ધન સંચય તેનામાંથી વિનય, વિવેક, રહેમ અને દયાના ગુણોને દૂર કરવામાં મુખ્ય ભાગ ભજવે છે, તેથી લક્ષ્મીની સાથે નિર્દયતા આવે છે, એમ કહેવું અનુચિત નથી

ધનવાનો વધારે ધનવાન થવાના કોડમાં જે ઉપાયો કામે લગાડે છે અને પોતાના હરિફોને મહાત કરવા જે યુક્તિઓનો આશ્રય લે છે તે પણ નિર્દયતાની જ સૂચક છે

લક્ષ્મી સાથે આવનારો બીજો દુર્ગુણ અહંકાર કે અભિમાન છે મનુષ્યને એ પૈસાની પ્રાપ્તિ થઈ કે એમ જ માનવા લાગે છે કે હવે આ જગતમાં મારા જેવો બીજો કોઈ નથી અને તેની છાતી અભિમાનથી ફૂલવા માંડે છે, તેની મૂછો મરડવા લાગે છે અને તેનો કમ્મરનો કાંઠિયો અક્કડાઈને લીધે એવો ટટ્ટાર થઈ જાય છે કે તેને જરાપણ વળવા દેતો નથી આવા મનુષ્યો અહંકારના આવેગમાં એ વાત છેક જ ભૂલી જાય છે કે આ જગત પર કેંક કોટ્યાધિપતિઓ અને કેંક અબજાધિપતિઓ થઈ ગયા કે જેની આગળ પોતે કોઈ વિસાત માં નથી અને એ કોટ્યાધિપતિઓ અને અબજાધિપતિઓ જ્યારે આ દુનિયામાંથી વિદાય થયા ત્યારે ખુલ્લા હાથે અને રડતા મોઢે ગયા હતા, તે વાત પણ તેને યાદ આવતી નથી જો એ વાત યાદ આવતી હોય તો અહંકાર આવે જ શાનો ? અને કદાચ કોઈ દુર્ભાગી પળે આવી જાય તો ટકે શાનો ?

લક્ષ્મીની સાથે આવનારો ત્રીજો દુર્ગુણ તૃષ્ણા છે ' જેમ લાભ વધે તેમ લોભ વધે ' એ હકીકત જગપ્રસિદ્ધ છે જ્યારે

પાસે કાઇ પણ ન હોય, ત્યારે મનમા એમ થાય છે કે 'દસ-વીસ રૂપિયા મળી જાય તો સારુ' જ્યારે દસ-વીસ રૂપિયા મળી જાય ત્યારે મનમા એવો વિચાર આવે કે 'હવે સો-બસો રૂપિયા મળી જાય તો સારુ' જ્યારે એ પ્રમાણે સો-બસો રૂપિયા પણ મળી જાય છે ત્યારે મનમા એમ થવા લાગે છે કે હવે 'હજાર-બે હજાર મળે તો સારુ' એ તો લક્ષ્મીની સાથે તૃષ્ણા વધ્યે જ જાય છે એમ કરતા લક્ષાધિપતિ થવાનો કોડ જાગે છે, લક્ષાધિપતિમાથી કોટ્યાધિપતિ થવાનો કોડ જાગે છે અને કોટ્યાધિપતિમાથી અબ્જાધિપતિ થવાનો કોડ જાગે છે આ તૃષ્ણાનો અ ત કયા? આ લાલસાનો છેડો કયા? એટલે લક્ષ્મીના આગમનની સાથે લોભ વધતો જાય છે, તૃષ્ણા અધિક થતી જાય છે અને આસક્તિ માઝા મૂકે છે, એ નિર્વિવાદ છે

લક્ષ્મીની સાથે આવનારો ચોથો દુર્ગુણ કર્કશ વચનપ્રયોગ છે પહેલા જે વાણીમા નમ્રતા હોય છે, વચનમા મધુરતા હોય છે, જે વાક્યપ્રયોગોમા મીઠાશ ભારોભાર ભરેલી હોય છે તે જ વાણી, તે જ વચનો અને તે જ વાક્યપ્રયોગો લક્ષ્મી આવ્યા પછી તોછડાઈવાળા, કડવાશભર્યા અને સપૂર્ણ [illegible] બને છે પહેલા જ્યા 'ભાઈ,' 'બધુ,' 'મહાશય,' '[illegible]' એવા સબોધનો થતા હોય છે, ત્યા 'એ' 'અલ્યા' '[illegible]' 'ગધા' એવા સબોધનો થવા લાગે છે અને આપ [illegible] જાણે મૂર્ખ હોય અને પોતે જ એક ડાહ્યો હોય તેમ [illegible] તે અન્ય લોકોને 'મૂર્ખ લોકો' 'બેવકૂફ માણસો' [illegible] ઓથમીરો' 'બુદ્ધિના બારદાનો' એમ કહીને [illegible] વિચિત્ર વાત તો એ છે કે-જેને દુનિયા પૂજ[illegible]

જાઓ લોકોના મનમા ઉચ્ચ આદર હોય છે અને જેના ચારિત્ર્ય વિષે કોઇ જાતની શકાનુ કારણ હોતુ નથી તેવા મનુષ્યોને પણ તેઓ 'બામણ' 'વેવલુ' 'ઢીલપોચુ' અને 'બદમાશ' કહેવાની હદ સુધી પહોંચી જાય છે! આથી વધારે વચનકર્કશતા બીજી કઈ હોઇ શકે!

લક્ષ્મીની સાથે આવનારો પાચમો દુર્ગુણ હલકી કોટિના માણસો પ્રત્યેનો પ્રેમ છે મનુષ્યો પાસે પૈસા થવા લાગ્યા કે તેની આસપાસ લોભી, લાલચુ અને ખુશામદખોરોની જમાત ભેગી થવા લાગે છે આ 'હાજી હા' કરનારની ટોળી દિવસ ને રાત અને રાતને દિવસ કહેતા પણ અચકાતી નથી! તેઓ દરેક વાતમા એક જ પ્રતિપાદન કરતા હોય છે કે 'આપ જેવા આ જગત્મા કોઈ શાણા નથી' 'આપ જેવા આ જગત્મા કોઈ બુદ્ધિમાન નથી' 'આપ જેવા આ જગત્મા કોઇ દાની નથી' 'આપ ગુણવત છો બહાદુર છો, વીર છો, પરાક્રમી છો, અને દેવને પણ ટપી જાઓ તેવા તેજસ્વી અને ભાગ્યવાન છો' લક્ષ્મીવતને આવી ચાપલુસીભરી વાતો ગમવા લાગે છે, કારણ કે તેનાથી તેમના અભિમાનનુ પોષણ થાય છે અને તેથી તેમની પાસે સાચાબોલા, વફાદાર કે ડાહ્યા માણસોનુ સ્થાન ઝપાટાબધ ઘટતુ જાય છે

## વફાદાર મુનિમ

એક લક્ષ્મીનદને મરતી વખતે પોતાના વફાદાર મુનિમને કહ્યુ કે 'હુ મરતી વખતે મારી પાસે એટલુ ધન મૂકતો જાઉ છું કે મારી સાત પેઢી સુધી પણ તે ખૂટશે નહિ. પણ

તમને ભલામણ એક જ કરવાની કે જ્યા સુધી તમે ગાદી પર હો ત્યા સુધી મારો પુત્ર સટ્ટો ન કરે તે જોશો એ બાબતનુ તમે વચન આપો એટલે મને નિરાત થાય ’ વફાદાર મુનિમે તે પ્રમાણે વચન આપ્યુ હવે શેઠ ગુજરી ગયા અને બધી મિલ્કત યુવાન શેઠના હાથમા આવી સરોવર ભર્યું હોય ત્યા અનેક પક્ષીઓ આવી પહોચે છે, એ ન્યાયે આ યુવાન શેઠ આગળ જુદી જુદી જાતના અનેક માણુસો જમા થવા લાગ્યા તેમા કેટલાક સિનેમા અને નાટકના શોખીન હતા, કેટલાક દારૂડિયા હતા, કેટલાક ગુપ્ત વ્યભિચાર કરનારા હતા અને કેટલાક સટોડિયા હતા

શેઠના બાળપણના સંસ્કારો સારા હતા અને તેમના પિતાએ ધાર્મિકતાનો પણ કેટલોક વારસો આપ્યો હતો, તેથી તે બીજી રીતે બગડ્યા નહિ, પણ સટોડિયા મિત્રોએ તેમના મનમા એ વાત મજબૂત ઠસાવી દીધી કે તેઓ પોતાના ધનના જોરે અને ખાસ કરીને ભાગ્યના જોરે સટ્ટા દ્વારા કોડો રૂપિયા કમાઇ શકશે આ વાતને વધારે મજબૂત કરવા માટે તેઓ કેટલાક જોશીઓને તથા હસ્તરેખા–વિશારદોને બોલાવી લાવ્યા અને તે અગમ-નિગમની વાત જાણનાર મહાપુરુષોએ (?) શેઠને કહી દીધુ કે ‘તમારા ગ્રહો અતિ બળવાન છે અને હવે પછીના વર્ષોમા લક્ષ્મીની રેલછેલ થશે ’

પછી પૂછવુ જ શુ ? શેઠે સટ્ટો ઉપાડવાનો વિચાર કર્યો અને તેને લગતી બધી તૈયારી કરી તે વખતે પેલા વફાદાર મુનિમે કહ્યુ ‘ હે શેઠ ! આપના પર લક્ષ્મીની મહેર છે આપની

પાસે મકાનો છે, માળાઓ છે, મિલો છે, મોટી મોટી મિલકતો છે અને રોકડનાણું પણ ઘણું છે તેથી આપે સાહસ ભરેલા ધંધામાં ઉતરવું યોગ્ય નથી સટ્ટો તો ભર્યું નાળિયેર કહેવાય, તેમાંથી શું પરિણામ આવે તે કોણ કહી શકે ? વળી મારી નજરે મેં અનેક સારા સારા માણસોને આ ધંધામાં ખુવાર થતા જોયા છે, તેથી આપને મારી સલાહ છે કે આ ધંધામાં પડવું નહિ ’

મુનિમ પુરાણા હતા અને પિતાના ઠેકાણે હતા, તેથી શેઠ વિચારમાં પડી ગયા એટલે સટ્ટો ઉપાડવાનો વિચાર મુલતવી રાખ્યો પેલા સટ્ટોડિયા મિત્રોએ જોયું કે શેઠનો ઉત્સાહ એકા એક ઓસરી ગયો, એટલે તેના કારણોની શોધ કરવા માંડી. તેમાં તેઓ જાણી શક્યા કે શેઠના વૃદ્ધ મુનિમે જ તેમના કાનમાં ફૂંક મારી છે અને આપણી યોજના પર પાણી ફેરવ્યું છે, તેથી તેઓ ધીમે ધીમે શેઠના કાન પર મુનિમની બેવફાદારીના અને ખાનગી રીતે પૈસો ખાઈ જવાના આક્ષેપો કરવા લાગ્યા તે સાથે સટ્ટો કરવાથી કોણે કેટલા પૈસા મેળવ્યા અને કેવા માલેતુજાર થઈ ગયા તે જ વાતો કરવા માંડી તેથી કાચા કાનના શેઠે મુનિમની શિખામણને બાજુએ મૂકીને ફરી સટ્ટામાં ઝંપલાવવાનો નિશ્ચય કર્યો

મુનિમે જોયું કે શેઠ ફરીને સટ્ટો ઉપાડવાના નિશ્ચય પર આવ્યા છે, એટલે તેણે કહ્યું ભલા થઈને મારી વાતનો સ્વીકાર કરો હું તમારો આટલા વર્ષનો જૂનો અને વફાદાર સેવક તમને કદી પણ ખોટી સલાહ આપું નહિ આપ સટ્ટો કરો તે કોઈ પણ રીતે ઈચ્છવા યોગ્ય નથી ’

કે 'મુનિમજી ! છાલને વધારે પડતી લાબી કરવાની કોઈ જરૂર નથી મારી સાથે કેવી અદબથી વાત કરવી જોઇએ તે પણ તમે ભૂલી ગયા છો, માટે હવે પછી જો બીજી વાર આવુ કરશો તો પાણીચુ પરખાવી દઈશ !'

મુનિમે કહ્યુ 'આપ સટ્ટો કરો અને હુ ગાદી પર બેસુ તે વાત બનવાની જ નથી જો આપનો એ નિશ્ચય આખરી જ હોય તો આ રહી તિજોરીઓની ચાવીઓ અને આ રહ્યા ચોપડા આ હાલતમા હુ એક ક્ષણ પણ નોકરી કરવા તૈયાર નથી'

શેઠ મુનિમ સામુ જોઇ રહ્યા તે વિચારવા લાગ્યા કે 'હુ માલદાર થાઉ કે ગરીબ બની જાઉ તેથી આ મુનિમને શુ લાગેવળગે ? એ તો એના પગારનો ભાગીદાર તેમ છતા એ ડોઢ ડાહ્યો થઇને મને શિખામણ આપવા આવે છે અને હુ શિખામણ ન માનુ તો નોકરી છોડી દેવાની ધમકી આપે છે, તેથી તેને કાઈ પણ કોઠુ આપવુ નહિ ' અને તેમણે મુનિમની પાસેથી તિજોરીઓની ચાવીઓ અને ચોપડા સભાળી લીધા

મુનિમ સલામ ભરીને ગાદીએથી નીચે ઉતર્યો તેની નોકરી છૂટી ગઇ પણ તેને એક વાતનો પરમ સતોષ હતો કે તેણે એક મરણ પામતા માલિકને આપેલા વચનનુ પાલન બરાબર કર્યુ હતુ

મુનિમજી ચાલ્યા જતા શેઠ પરનો સર્વ અકુશ દૂર થયો ખુશામતખોરોનુ ચડી વાગ્યુ અને તેમની શિખામણ પ્રમાણે શેઠે સટ્ટામા યાહોમ ઝપલાવ્યુ એ સટ્ટાએ પ્રારભમા યારી આપી અને કેટલાક લાખનો નફો થયો પેલા સ્વાર્થી

અને ખુશામતખોરો એક યા બીજા રસ્તે ચડી ગયા પછીથી આવ્યો કટોકટીનો સમય શેઠે નાખેલો મોટો દાવ ઊંધો પડયો, પરંતુ આ ઘટનાએ તેમને બમણો મટ્ટો કરવાને ઉશ્કેર્યા, કારણકે હાર્યો જુગારી હમેશા બમણુ રમે છે પરંતુ એ દાવ પણ નિષ્ફળ ગયો અને શેઠ વધારે ખાડામા ઉતરી પડ્યા આ વખતે સાચી સલાહ આપનાર તેમની પાસે કોઇપણ હતુ નહિ અને જે કોઈ હતા તે નીચ પ્રકૃતિના હતા, વળી સ્વાર્થી હતા એટલે છેવટે શેઠ ગળાબૂડ ખોટમા ઉતરી ગયા અને મકાનો, માળાઓ, મિલો અને મીલ્કતો વેચવાનો વખત આવ્યો જ્યારે તેમનુ સર્વ કાઇ વેચાઇ ગયુ ત્યારે ખોટનો ખાડો માડમાડ પૂરાયો તે દિવસથી તેઓ છેક મુફલીસ બની ગયા •

કહેવાનુ તાત્પર્ય એ છે કે–લક્ષ્મી આવે છે ત્યા [illegible] પ્રકૃતિના માણસો ભેગા થાય છે, તેઓ સ્વાર્થવશાત્ [illegible] સલાહ આપે છે અને લક્ષ્મીનદનોને તે સાકર [illegible] લાગે છે જ્યારે સાચાબોલા, વફાદાર અને સજ્જન [illegible] તેમની પાસે કોઇ સ્થાન રહેતુ નથી

કેટલાક કહેશે કે લક્ષ્મીમા આવા દુર્ગુણો [illegible] સસારમા તો તેની જ બોલબાલા છે કહ્યુ છે કે—

" विद्यावृद्धास्तपोवृद्धा, ये च वृद्धा बहु[illegible]
सर्वे ते धनवृद्धस्य द्वार तिष्ठन्ति [illegible] "

" જેઓ વિદ્યાવૃદ્ધ છે, જેઓ તપોવૃદ્ધ છે [illegible] બહુશ્રુત હોવાથી જ્ઞાનવૃદ્ધ છે, તે સર્વે [illegible] તરીકે ઊભા રહે છે "

તેથી અર્થને હેય કેમ ગણાય ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે-વિદ્યાવૃદ્ધ, તપોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ, ધનવૃદ્ધના દ્વારે કિંકર તરીકે ઊભા રહે છે એમ કહેવું બિલકુલ વ્યાજબી નથી જેઓ સાચા વિદ્યાવૃદ્ધ છે, સાચા વિદ્વાન છે તેઓ પોતાની વિદ્યામા મસ્ત રહે છે અને તેના સદુપયોગવડે જીવનની જરૂરીઆતો સહેલાઈથી મેળવી લે છે તેથી તેમને ધનવાનોની ગુલામી કરવાની કોઈ જ આવશ્યકતા રહેતી નથી એટલુ જ નહિ પણ ધનવાનોને જ તેમનો ડગલે અને પગલે ખપ પડે છે તેમના વિના તેમનુ તંત્ર, તેમનો બહોળો ધંધો કે તેમનો વિશાળ વ્યવસાય ચાલી શકતો નથી ધનવાન મિલ ઊભી કરવા ઈચ્છે પણ ઈજનેરો અને જુદા જુદા ખાતાના નિષ્ણાત માણસો ન મળે તો શું કરી શકે ? તેથી જ કહ્યુ છે કે —

> विद्वत्त्व च नृपत्व च, नैव तुल्य कदाचन ।
> स्वदेशे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते ॥"

વિદ્વત્વ અને નૃપત્વ એ બેની સરખામણી કદી પણ થઈ શકે નહિ કારણ કે રાજા પોતાના દેશમા જ પૂજાય છે અને વિદ્વાન્ સર્વત્ર પૂજાય છે

જેઓ તપોવૃદ્ધ છે, તેમને ધનનુ પ્રયોજન શું ! કદાચ તપસ્વી તરીકે ગણાતા કોઈ સાધુ, સંન્યાસી, પરિવ્રાજક તાપસ કે ફકીરે કોઈ ધનવાન આગળ કોઈ વસ્તુની માગણી કરી હોય તો તેથી એમ કહી શકાય ખરુ કે બધા તપોવૃદ્ધો ધનવાનને ત્યા કિંકરની જેમ ઊભા રહે છે ? તપનો જે આદર્શ નિર્ગ્રંથ મહર્ષિઓએ રજૂ કર્યો છે, તે સંપૂર્ણ સ્વાવ

સ્વી અને સ્વાધીન છે અને તેના અનુયાયીને કદી ધનવાન કે લક્ષ્મીનંદનોની આગળ કોઈ વસ્તુની માગણી કરવાની જરૂર પડતી નથી

જેઓ જ્ઞાનવૃદ્ધ છે, તેઓનુ સ્થાન તો વિદ્યાવાન કરતા પણ અનેકગણુ ઊંચુ છે તેઓ લક્ષ્મીને મહત્ત્વ આપે જ કેમ? અને જો તે લક્ષ્મીને મહત્ત્વ આપતા હોય તો તેઓ જ્ઞાનવૃદ્ધ નથી તેઓ લક્ષ્મીને ચચલ, અસ્થિર, અનેક દુર્ગુણો-ની જનની અને વિખવાદનુ મૂળ સમજે છે લોકોમા પણ કહેવત છે કે 'જર, જમીન અને જોરૂ, એ ત્રણે કજિયાના છોરુ' એટલે જ્ઞાની પુરુષો આત્માની મસ્તીમા જ મોજ માણે છે અને દુનિયાની દોલત કે સપત્તિને તૃણવત્ સમજે છે

## જ્ઞાનવૃદ્ધ તે આનુ નામ!

હિંદને જિતવા આવેલો સિકદર સિધુ નદીના તટે રહેતા એક મહાત્માને મળવા ગયો. પરુ કહીએ તો એ જોવા ગયો કે 'આ દેશના મહાત્માઓ કેવા છે? તે જ્યારે મહાત્માપુરુષની પાસે પહોચ્યો ત્યારે તેઓ પ્રાત રવિના બાલકિરણો પોતાના દેહ પર ઝીલી રહ્યા હતા સિકદર તેમની નજીક એવી રીતે ઊભો રહ્યો કે જેથી તેનો પડછાયો તેમના દેહ પર પડવા લાગ્યો.

પરતુ મહાત્મા પુરુષ કાંઈ બોલ્યા નહીં તેઓ પોતાના ચિતનમા મસ્ત હતા

સિકદરે જોયુ કે આ મહાત્માએ પોતાની સામે કોણ ઊભુ છે, તે જોવાની દરકાર કરી નહી એટલે પોતાનુ આગમન જાહેર કરવા બોલ્યા કે-પ્રણામ હો મહાત્મન્!

આ શબ્દો સાંભળતા જ મહાત્માએ આંખો ઉઘાડી અને આશીર્વાદ આપતા જણાવ્યું કે 'સુખી હો બચ્ચા!' પણ તેથી વિશેષ કાંઈ બોલ્યા નહિ

સિકંદરે આશ્ચર્ય અનુભવ્યું 'મારા પોષાક અને રૂઆબ ઉપરથી પણ તેઓ એટલું જાણી નહિ શક્યા હોય કે હું કોઈ મહાન્ નૃપતિ, મહાન્ મહીપતિ કે મહાસેનાધિપતિ છું? પણ ખરેખર તેમને આવો કોઇ ખ્યાલ આવ્યો લાગતો નથી, નહિ તો કાંઇ પણ પુછત ખરા! એટલે તેણે કહ્યું 'હું પૃથ્વી વિજેતા સિકંદર આપની સામે ખડો છું'

તે સાંભળીને મહાત્મા પુરુષે કહ્યું 'અહો પૃથ્વી વિજેતા સિકંદર! તું એક નાનકડી દુનિયાનો સિકંદર છે અને હું એક વિશાળ અને વિરાટ્ દુનિયાનો સિકંદર છું તેથી તને હુકમ કરું છું કે તારી જગાએથી તું દૂર હટી જા અને મને આ સવારના બાલરવિના કોમળ કિરણો ઝીલવાની મીઠી મોજ માણવા દે!'

સિકંદર ઝંખવાણો પડી ગયો તે હટીને દૂર ઊભો રહ્યો અને મહાત્મા પુરુષ પૂર્વવત્ બાલરવિના કોમળ કિરણો ઝીલવા લાગ્યા તેમણે સિકંદર સાથે વધારે વાત કરી નહિ

સિકંદર આ મહાત્માની નિસ્પૃહતા, નિડરતા અને નિમ્રતા જોઈને આભો બની ગયો અને મન સાથે વિચાર કરવા લાગ્યો કે 'જે દેશમાં આવા મહાત્માઓ વસે છે તે દેશને પૂરેપૂરો જિતી લેવો એ ખરેખર અશક્ય છે' પછી તેણે હાથ જોડીને નમ્રતાપૂર્વક કહ્યું 'મહાત્મન્! હું આપની

સેવામા હાજર છુ તેથી આપને જે કાંઈ વસ્તુની જરૂર હોય તે સુખેથી માગી લ્યો તે આપને હુ તાબડતોબ પૂરી પાડીશ '

મહાત્મા પુરુષે તેનો જવાબ આપ્યો 'હુ પરમાનદને ઈચ્છુ છુ શુ તે વસ્તુ તુ મને આપી શકીશ? તુ તૃષ્ણાનો માર્યો, અભિમાનનો માર્યો મુલક-મુલકમા ફરતો રહે છે, ત્યાની પ્રજાના તમામ સુખ સાધનો તરવારના જોરે લૂટી લેવામા મજા માણે છે, ત્યા તારી પાસે આવી વસ્તુ હોય કયાથી? માટે ઓ સિકદર! તુ તારા રસ્તે પડ અને મને મારી પરમાનદ પ્રાપ્તિની સાધનામા મશગુલ થવા દે '

સિકદરે એ મહાત્માને ફરી ફરીને નમસ્કાર કર્યા અને ભારતને જિતવાનો વિચાર માડી વાળી પોતાના દેશમા પાછો ફર્યો

કહેવાની મતલબ એ છે કે-જેઓ સાચા જ્ઞાનવૃદ્ધ છે, તેઓ કોયનીએ તાબેદારી સ્વીકારતા નથી કે લક્ષ્મીની લાલચમા પડતા નથી

બીજી વાત એ છે કે-સુખને માટે લક્ષ્મી મેળવવાનો પ્રયત્ન કરવો એ ડુગરને ખોદીને ઉદર કાઢવા બરાબર છે, કારણ તેના દ્વારા જે સુખ પ્રાપ્ત થાય છે, તે ક્ષણિક હોય છે બીજી રીતે કહીએ તો સુખનો આધાર લક્ષ્મી ઉપર નથી, પણ પોતાની સમજ ઉપર, પોતાના જ્ઞાન ઉપર જ છે તેથી એક ફકીર, એક સાધુ, એક ત્યાગી કે એક ગરીબ સુખ માણી શકે છે અને એક રાજા, એક અમીર, એક ધનિક કે એક
અનેક પ્રકારે દુ [illegible] છે વળી એક ગરીબ

રૂપિયાની પ્રાપ્તિ થતા આનંદ થાય છે, અને એક ધનિક મનુષ્ય ને તેટલી જ રકમ કોઇ જાતનો આનંદ આપી શકતી નથી તેથી પણ એ વાત સિદ્ધ થાય છે કે સુખ અથવા આનંદને આપનારી લક્ષ્મી નથી, પણ તે અંગેની પોતાની સમજ છે તેથી આ સમજ સુધરી જાય તો લક્ષ્મીને મેળવવા માટે જે શક્તિ અને સમયની ભયંકર બરબાદી થાય છે તેમાથી બચી શકાય અને એ રીતે ફાજલ પડેલી શક્તિનો તથા સમયનો વધારે ઉચ્ચ હેતુ માટે ઉપયોગ કરી શકાય

## કામની હેયતા

કામભોગથી ઉત્પન્ન થતા સુખો પણ ક્ષણિક જ છે ઇંદ્રિયો ને ગમે તેટલી તૃપ્ત કરવામાં આવે તો પણ તે વડવાગ્નિના અગ્નિની જેમ સદા અતૃપ્ત જ રહે છે તેથી જ જ્ઞાની પુરુષો-એ કહ્યુ છે કે —

"विषयगण का पुरुष, करोति वशवर्त्तिन न सत्पुरुषम् ।
बध्नाति मशकमेव हि, लूतातन्तुर्न मातङ्गम् ॥"

"કરોળિયાની જાળથી મસલુ (એક જાતનુ સૂક્ષ્મજંતુ) બંધાઇ જાય છે પણ હાથી બંધાતો નથી તે જ રીતે કાયર પુરુષો કરોળિયાની જાળ જેવા, દમ વિનાના વિષયસુખોને વશ થઈ જાય છે, પણ સત્પુરુષો તે રીતે વશ થતા નથી"

"अविदितपरमानन्दो, वदति जनो विषय एव रमणीयः।
तिलतैलमेवमिष्ट, येन न दृष्ट घृत क्वापि ॥"

"જે મનુષ્યે પરમાનંદને જાણ્યો કે માણ્યો નથી, તે જ

મનુષ્ય એમ કહે છે કે–વિષયનુ સુખ રમણીય છે વાત સાચી છે કે જે માણસે ઘીને કદી પણ જોયુ નથી તે તો તલના તેલને જ મીઠુ કહે ”

“ कुरङ्गमातङ्गपतङ्गभृङ्गमीना हताः पञ्चमिरेव पञ्च ।
एकः प्रमादीम कथन हन्याद्य सेवते पञ्चमिरेव पञ्च ॥”

“ હરણ, હાથી, પતગિયુ, ભમરો અને માછલુ એ પાચે જણા એકેક ઇદ્રિયની પરાધીનતાના કારણે હણાય છે, તો જેઓ પાચે ઇદ્રિયોના ગુલામ છે, તેઓ કેમ ન હણાય ? અર્થાત્ જરૂર હણાય ”

હરણ વામળીના સ્વરથી મોહિત થઈને પારધિએ ગોઠવેલા પામલામા ફસાઈ જાય છે હાથી સ્પર્શસુખની લાલસાથી હાથણીને પકડવા દોડે છે, તે વખતે શિકારીઓએ બનાવેલી ઝાડીમા પડી જાય છે અને પકડાઇ જાય છે પછી આખી જિદગી મનુષ્યની ગુલામી ઉઠાવે છે પતગિયુ રૂપની લાલસાથી દીવાની જ્યોતમા કૂદી પડે છે અને બળી મરે છે ભમરો સુગધની લાલસાથી સાયકાળે કમળમા બીડાઇ જાય છે અને ‘હમણા નીકળુ છુ’ ‘હમણા નીકળુ છુ’ એવા વિચારમા દતી શકિતએ કમળને ભેદીને બહાર નીકળતો નથી તેનુ પરિણામ એ આવે છે કે–સવારમા હાથીઓ કમળને મુખમા પધરાવી દે છે, તે વખતે ભમરો પણ હાથીના પેટમાં જઈ પડે છે અને મરણને શરણ થાય છે માછલુ રસલાલચુ છે, તેથી ગલના છેડે લટકાવેલા માસનો સ્વાદ લેવા જતાં આબાદ સપડાઈ જાય છે તેમા રહેલો કાટો તેના ગળામા ભ

જાય છે અને તેથી તે પ્રાણને ગુમાવી દે છે આ દાખલાઓ લઈને મનુષ્ય જો એવો વિચાર કરે કે એક ઇન્દ્રિયની પરાધીનતા આટલું દુઃખ આણે છે, તો પાંચે ઇંદ્રિયોની પરાધીનતા ભોગવનાર મારા શું હાલ થશે ?

ઇંદ્રિયસુખની અતિ લાલસા મનુષ્યના જીવનનો અનેક રીતે અધઃપાત કરે છે જેઓ સ્પર્શસુખના અધિક લાલચુ છે એટલે જેઓ કામવાસનાની વારંવાર તૃપ્તિ કરવા ઇચ્છે છે તેનું પરિણામ શું આવે છે ? આવા મનુષ્યોના આયુષ્ય અતિ ટૂંકા થઈ જાય છે, તેમને અકાલમરણનો ભય ખૂબ રહે છે અને જેટલો સમય જીવે છે તેટલો સમય એક જાતની ભયંકર અતૃપ્તિમાં જ પસાર કરે છે આવા મનુષ્યોને અનેક જાતના રોગો લાગુ પડે છે, અને તેમના નાણાંની બરબાદી થવામાં કાંઈ બાકી રહેતી નથી વળી આ જાતની વિષયાસક્તિમાથી સ્વચ્છંદાચાર પેદા થાય છે, વ્યભિચારની વૃત્તિ ઉત્પન્ન થાય છે, વેશ્યાગમન કરવાનું મન થાય છે અને છેવટે તે રસ્તે જતા અધઃપાત સંપૂર્ણ બને છે એથી ઐહલૌકિક અને પારલૌકિક બંને કલ્યાણનો માર્ગ નષ્ટ થાય છે

જેઓ રસના અતિ સ્વાદિયા બને છે, તેમની હાલત પણ છેવટે બૂરી જ થાય છે તેઓને અજીર્ણ, અપચો, ઝાડા, મરડો, સંગ્રહણી અને એવા જ બીજા રોગો લાગુ પડે છે અને તેના નાગચૂડમાંથી તેઓ કદી પણ સંપૂર્ણ મુક્ત થઈ શકતા નથી દુનિયામાં જે મનુષ્યોએ દીર્ઘાયુષી તરીકે નામ નોંધાવ્યા છે તેમાના ઘણાખરા મિતાહારી અને જીભ પર કાબૂ રાખનારા હતા

સુગંધના શોખીનો નવાં નવાં અત્તરો મેળવવામાં, નવ

નવા તેલોની બનાવટ કરવામા અને બાગબગીચા તથા ફૂલવાડી ઓને મેળવવામા તથા ખીલવવામા એટલા ઓતપ્રોત બની જાય છે કે તેમને બીજી બાજુનુ લક્ષ્ય જ રહેતુ નથી આવા મનુષ્યોને બીજા મનુષ્યની વાસ આવે છે, તેથી તેઓ એમની નફરત કરતા શીખે છે, અને એ રીતે ઘણો તિરસ્કાર, ક્રોધ વિગેરેનુ સેવન કરતા થાય છે

રૂપની લાલસા ભયકર છે મનુષ્યો રૂપાળા દેખાવા માટે લાખો રૂપિયાનો ખર્ચ કરે છે, એ ખર્ચ મેળવવા માટે અનેક જાતના પાપો કરે છે અને પરિણામે અમૂલ્ય મનુષ્યભવને હારી જાય છે મોટાનુ દેખીને નાના શીખે છે, એટલે ધનવાનોની નકલ મધ્યમ વર્ગના લોકો કરે છે અને મધ્યમ વર્ગના લોકોની નકલ ગરીબ લોકો કરે છે એ નકલ કરવામા તેઓ પોતાના ગજવાને ભૂલી જાય છે, સાદી સમજને વિસરી જાય છે અને એક જાતના વ્યામોહથી એવા પીડાય છે કે કર્તવ્ય અને અકર્તવ્યનો ખ્યાલ પણ ચૂકી જાય છે

દિવસમા પાચ વખત પોશાક બદલવા, ઘરેણાનો ઠઠારો કરવો, પફ-પાવડર અને લીપસ્ટીકનો ઉપયોગ કરવો તથા અમર્યાદિત અને અસભ્ય રીતે વસ્ત્રો પરિધાન કરવા એમા કઇ જાતનુ ડહાપણ સમાયેલુ છે ? શુ એથી વાસ્તવિક સૌદર્યમા વૃદ્ધિ થાય છે ? શુ એથી ઉત્તમ ગણાવાનો અધિકાર આપોઆપ આવી જાય છે ? કે છટકેલ મનના એ બધા છબરડા છે ?

સાદા પોશાકમા અને સુઘડ રહેણીકહેણીમા સાચુ સૌદર્ય છે તે વાત જ્યાસુધી ન સમજાય ત્યાસુધી આ રૂપદર્શ

રોગ જરાપણ હઠવાનો નહિ આવા રૂપપ્રદર્શનો છેવટે પતન
ના માર્ગે લઇ જાય છે, એ વાત પણ ભૂલવા જેવી નથી
તેથી રૂપલાલસા એ આધ્યાત્મિક ઉન્નતિમા મોટો અવરોધ
છે અને તેથી જ બ્રહ્મચર્યના પાલન માટેના ખાસ નિયમોમા
વિભૂષાત્યાગને ખાસ સ્થાન આપવામા આવ્યુ છે

મનુષ્યોને ખુશામત ભરેલા શબ્દો ખૂબ ગમે છે, એ એક
જાતની નબળાઈ નહિ તો બીજુ શુ છે? આપણે કેવા છીએ
તે આપણી જાણ બહાર હોતુ નથી, છતા કોઇ આપણને મહાન
કહે, મહાગુણવાન્ કહે કે મહાસમર્થ કહે તેથી ફૂલાઇ જઇએ
તે અવળ પ્રકારની બેવકૂફાઇ નહિ તો બીજુ શુ છે? જે
માણસો કડવા વચનો સાભળવા જેવુ ધૈર્ય કેળવી શકતા નથી
તેઓ ઉત્તમ પ્રકારનો પુરુષાર્થ કરવા માટે યોગ્ય નથી, કારણ
કે ત્યા અનેક જાતના પરિષહો સહન કરવા પડે છે, જેમા કટુ
વચનનો પરિષહ પણ ભારે હોય છે

સગીતનો વધારે પડતો નાદ પણ ઇષ્ટ નથી જ તેના લીધે
મનુષ્યનુ મન નાચરગના જલસાઓ તરફ, સિનેમાની ફી
તરફ અને ગાનારીઓના સમૂહ તરફ જલદી દોરાઇ જાય
જે આખરે અવનતિનુ કારણ બને છે

વળી હમેશા સગીતના પ્રિય સ્વરો જ કાને પડે અ
દુખ-નિરાશાની કરુણ બૂમો કાને ન અથડાય, તે આ જ
તમા બનવુ સભવિત નથી કહ્યુ છે કે —

" क्वचिद् वीणानाद क्वचिदपि च हाहेति रुदितम्,
क्वचिद् विद्वद् गोष्ठी क्वचिदपि च सुरामत्तकलह. ।

क्वचिद् रामा रम्या, क्वचिदपि च गलत् कुष्टवपुषः,
न जाने ससार' किममृतमय' ? किं विषमय' ? ॥"

"કોઈ વાર વીણાના મધુર સ્વરો કાને પડે છે, તો કોઇ વાર રુદનનો હાહાકાર સભળાય છે કોઈવાર વિદ્વાનોની વિદ્વત્તા ભરી વાતચીતો સાભળવામા આવે છે, તો કોઈવાર દારૂડિયાના પાગલ પ્રભાવો શ્રવણગોચર થાય છે કોઇવાર રમણીય રામાઓ નજરે પડે છે, તો કોઇ વાર કોઢથી ગળી ગયેલા અગો જોવામા આવે છે આ રીતે સમજ પડતી નથી કે આ સસાર તે અમૃતમય છે કે વિષમય ?

તાત્પર્ય કે તેમા બધુ સુદર અને પ્રિય હોય તે શક્ય નથી અને અમૃતની સામે ઝેર ઊભેલુ જ છે "

તેથી જ અનુભવી પુરુષોએ કહ્યું છે કે —

"दो पथेहिं न गम्मइ, दोमुह सुई न सीवए कथ ।
दुन्नि न हुति कयावि हु, इदियसुक्ख च मुक्ख च ॥"

એક મનુષ્ય એકી સાથે પૂર્વ અને પશ્ચિમ કે ઉત્તર અને દક્ષિણ, અથવા પૂર્વને ઉત્તર, પૂર્વને દક્ષિણ, પશ્ચિમને ઉત્તર, પશ્ચિમને દક્ષિણ એમ બે દિશાઓમા પ્રવેશ કરી શકતો નથી એક સોય પોતાના એક મુખથી એટલે એક બાજુથી જ કથાને સીવી શકે છે પણ એકી સાથે બે બાજુથી સીવી શકતી નથી તેવી રીતે ઇદ્રિયોના સુખનો ઉપભોગ અને મોક્ષમાર્ગની પ્રાપ્તિ એ બે ક્રિયાઓ એકી સાથે કદી પણ સભવી શકતી નથી તાત્પર્ય કે જેણે મુક્તિ મેળવવી ...
... છોડવી જ જોઇએ

પરતુ દિલગીરીની વાત એ છે કે—

" भिक्षाशन तदपि नीरसमकेवार,
शय्या च भू परिजनो निजदेहमात्रम् ।
वस्त्र विशीर्णपटखण्डमयी च कन्था,
हा हा तथापि विषयान् न परित्यजन्ति ॥ "

" ભિક્ષા માગીને ખાવાનુ હોય અને તે પણ નીરસ તેમજ એક વાર સૂવાનુ ભોય પર હોય, સગાવહાલામા જે ગણો તે પોતાનો જ દેહ હોય અને વસ્ત્રોમા એક તદ્દન ફાટીતૂટી જીર્ણ લ ગોટી હોય, તો પણ મનુષ્યો વિષય સુખને છોડતા નથી "

" निकम्पते हस्तयुग वपु श्री
प्रयाति दन्ता अपि विद्रवन्ति ।
मृत्यावुपागच्छति निर्विलम्ब,
तथापि जन्तुर्विषयाभिलाषी ॥ "

" બને હાથ થરથર ધ્રૂજતા હોય, શરીર ડગમગતુ હોય અને દાત પણ એક પછી એક પડી રહ્યા હોય, વળી મૃત્યુ વિના વિલબે નજીક આવી રહ્યુ હોય, તો પણ પ્રાણી વિષયની અભિલાષાને છોડતો નથી ! "

વિષયભોગનુ સુખ ક્ષણિક છે, તે વાત સહુને પ્રતીત છે શરીરને સુવાળો સ્પર્શ થાય તેનુ સુખ કેટલી વાર ટકે છે ? જીભ વિવિધ વાનીઓનો આસ્વાદ લે તેનુ સુખ કેટલી વાર જણાય છે ? નાક જુદી જુદી જાતની સુગધ લે તેનુ સુખ

## ધર્મ અને મોક્ષની ઉપાદેયતા

ધર્મ અને મોક્ષની પ્રાપ્તિ માટે કરવામા આવેલો પુરુષાર્થ શ્રેષ્ઠ છે કારણ કે —

" व्यसनशतगताना क्लेशरोगातुराणां,
मरणभयहतानां दुःखशोकार्दितानाम् ।
जगति बहुविधाना व्याकुलानां जनाना,
शरणमशरणानां नित्यमेको हि धर्म ॥ "

" સેકડો દુ ખથી ઘેરાએલા, ક્લેશ અને રોગથી પીડાયેલા, મરણના ભયથી હતાશ થયેલા, દુ ખ અને શોકથી તરબોળ બનેલા એમ અનેક પ્રકારે વ્યાકુલ બનેલા અશરણ મનુષ્યોને આ જગતમા ધર્મ એક જ હમેશા શરણ કરવા યોગ્ય છે"

અને કહ્યુ છે કે —

" दीपो हन्ति तम स्तोम, रसो रोगमहाभरम् ।
सुधाबिन्दुर्विषावेग, धर्म पापभर तथा ॥ "

દીવો જેમ અધારાના સમૂહને હણે છે, રસાયણ જેમ મહાન રોગોના સમૂહને હણે છે અને અમૃતનુ બિંદુ જેમ વિષના વેગને હણે છે, તેમ ધર્મ પાપના સમૂહને હણે છે

ધર્મ એટલે અધમતા અટકાવનારુ આચરણ, ધર્મ એટલે કર્તવ્યનો કમનીય પથ, ધર્મ એટલે ઉત્તમ આચારવિચાર અને ધર્મ એટલે સુકૃત્ય અને સદાચાર, તેની ઉપાદેયતા વિષે બીજો વિચાર કરવાનો જ શુ હોય ?

ધર્મ વ્યક્તિગત વિકાસને સાધી શકે છે, ધર્મ સમાજને વ્યવસ્થિત રીતે ધારણ કરી શકે છે, ધર્મ રાષ્ટ્રને મહાન અને ગૌરવશાળી બનાવી શકે છે, તથા ધર્મ સકલ વિશ્વમા શાંતિનો મોહનમંત્ર ફૂકી શકે છે

અધિકારના ભેદથી આ મગળમય ધર્મનુ સ્વરૂપ જુદા જુદા પ્રકારે બતાવવામા આવ્યુ છે, પણ તેના મુખ્ય લક્ષણો દાન, શીલ, તપ અને ભાવ છે અર્થાત્–જે ક્રિયામા દાનનુ કોઈ તત્ત્વ ન હોય, શીલનુ કોઇ તત્ત્વ ન હોય, તપનો કોઇ અંશ ન હોય કે ભાવની વિશદતા ન હોય તેને ધર્મ કહી શકાય નહિ તેથી જે લોકો એમ કહે છે કે —

पिब खाद च चारुलोचने यदतीत वरगात्रि ! तन्न ते ।
न हि भीरु ! गत निवर્तते, समुदयमात्रमिद कलेवरम् ॥ "

"હે સુંદર નેત્રવાળી ! ઇચ્છા પ્રમાણે ખા અને પી, હે સુંદર અંગવાળી ! જે યૌવનાદિક વીતી ગયુ તે તને ફરીથી પ્રાપ્ત થશે નહિ હે ભીરુ ! જે સુખાદિક ગયુ છે એટલે તે ગયુ છે તે ફરીથી પ્રાપ્ત થશે નહિ, કેમકે આ શરીર કેવળ ભૂતોનો સમુદાય જ છે" તેમને ધર્મના વર્ગમા સ્થાન નથી કેમકે નથી તેમા દાનનુ તત્ત્વ, નથી તેમા શીલનુ તત્ત્વ, નથી તેમા તપ કે સયમની ભાવના અને નથી તેમા ઉત્તમ વિચારો

તે જ રીતે જે લોકો એમ કહે છે કે —

" यावज्जीव सुख जीवेदृण कृत्वा घृत पिबेत् ।
भस्मीभूतस्य देहस्य पुनरागमन कुत. ? ॥ [1]

" જ્યા સુધી જીવ ત્યા સુધી સુખેથી જીવ એટલે કે જરાયે દુ ખ, તકલીફ કે મુશીબત ઉપાવ નહિ અને પાસે પૈસા ન હોય તો બીજાનુ દેવુ કરીને પણ માલમલીદા ઉડાવ, કારણ કે આ શરીર બળી ગયા પછી આવવાનું નથી " તેમને પણ ધર્મના વર્ગમા સ્થાન નથી, કારણ કે તેમા દુરાચાર અને અનીતિને પોષવાનો જ ધ્વનિ રહેલો છે

મનુષ્ય ગમે તે રાષ્ટ્રનો હોય, ગમે તે જાતિમા જન્મ્યે હોય, ગમે તે વ શની ઓલાદ ગણાતો હોય અને ગમે તે ધ ધો-રોજગાર-વ્યવસાય કરતો હોય તો પણ દાન-શીલ-તપ-ભાવ યુક્ત ધર્મનુ આચરણ શક્તિ મુજબ કરી શકે છે

( ૧ ) કમાણી કે મિલકતમાથી ધનનો મોહ ઉતારી કાઈક પણ સારા માર્ગે ખર્ચવાની વૃત્તિ રાખવી અને ગરીબ તથા નિ સહાયને મદદ કરવી એ દાનની શરૂઆત છે તેનો ઉત્તરોત્તર વિકાસ અભયદાન સુધી પહોચે છે

( ૨ ) સાત મહાવ્યસનમાથી બચી જવુ એ શીલની શરૂઆત છે તેનો ઉત્તરોત્તર વિકાસ અહિ સા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને મમત્વ ત્યાગ સુધી પહોચે છે

( ૩ ) નાનો સરખો પણ નિયમ રાખવો એ તપની આત છે તેનો વિકાસ ઉપવાસ, દરતા, ત્યાગ, કાયક્લેશ, સલી સ્વાધ્યાય, કાયોત્સર્ગ અને ઈચ્છાઓનો નાશ થાય છે

( ૪ ) સદ્‌ગુરુ ભર્યું

નહિ, એ ભાવની શરૂઆત છે તેનો ઉત્તરોત્તર વિકાસ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ ભાવના સુધી પહોંચે છે

ધર્મનુ આ સ્વરૂપ વિશ્વવ્યાપી છે, સહુ કોઈને વિકાસની એક સરખી તક આપનારુ છે અને કોઈ પણ જાતના કદાગ્રહ કે કુટિલ તત્ત્વથી રહિત છે તેથી જ નિર્ગ્રંથ મહર્ષિઓએ તેને વિશ્વધર્મ કે સામાન્યધર્મ તરીકે જાહેર કર્યો છે અને તેને અનુસરવાની આગ્રહભરી ભલામણ કરેલી છે

મોક્ષ એટલે સકલ કર્મક્લેશોમાથી મુક્તિ, અ તરમા રહેલા વિષય-વિકારની સ પૂર્ણ સાફસુફી અથવા વાસનાઓનો સમૂળગો ક્ષય

જે કારણને લીધે જીવને અપાર-અન ત સ સાર-સાગરમા પરિભ્રમણ કરવુ પડે છે અને દુ ખની અન ત પર પરાના ભોગ બનવુ પડે છે, જે કારણને લીધે આત્મા પોતાના ભવ્ય સ્વરૂપમા સ્થિર થઈ શકતો નથી, જે કારણને લીધે ચૈતન્ય શક્તિનો વિકાસ પરિમિત બને છે, અને જે કારણને લીધે પરમ આન દના મહાસાગરમા મગ્ન બની શકાતુ નથી, તે કારણ કર્મ હોય, ક્લેશ હોય, ઉપાધિ હોય, અવિદ્યા હોય, વાસના હોય કે ગમે તે નામે ઓળખાતુ હોય પણ છોડવા યોગ્ય છે એને છોડવાની પ્રવૃત્તિ પરમ પ્રયાસથી કરવી, ગમે તે ભોગે અને ગમે તે જહેમતે કરવી તે સાચો પુરુષાર્થ છે અને તે જ સફલતાની સાચી, સુ દર, સબળ અને સુદૃઢ સીડી છે



## ૩

# આરોહણ ક્રિયા.



### પુરુષાર્થની મહત્તા

જ્યા ભણવાનુ કોઈ **સાધન** ન હતુ તેવા ગામમાથી જેમનુ **સ્થાન** ઘણુ નીચુ હતુ તેવી જાતિમાથી, અને જેમને **સમય** ઘણો ખરાબ હતો તેવા કુટુબમાથી મહાન રાજ્ય કર્ત્તાઓ પાકયા–મહાન વિચારકો–વિદ્વાનો–પડિતો ઉત્પન્ન થય અને મહાન શાહસોદાગરો, કલાકારો, સમાજસેવકો, સાધુએ અને સતો બહાર પડયા આ હકીકત સ્પષ્ટ રીતે બતાવે છે કે સાધનની તગીને જિતી શકાય છે, સ્થાનની પ્રતિકૂળતાને કાબૂમા લઈ શકાય છે અને સમયની વિચિત્રતા પર વિજ મેળવી શકાય છે, પણ તે એક જ શરતે કે–તે અગે અવિરત-અખડ પુરુષાર્થ કરવો જોઇએ. તે માટે એક કવિએ ઠીક જ કહ્યુ છે કે —

" विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधि-
विपक्ष' पौलस्त्यो रणभुवि महायाश्च कपय' ।
तथाप्याजौ रामः सकलमवधीद्राक्षसकुल,
क्रियासिद्धिः सत्त्वे वसति महता नोपकरणे ॥ "

લકા જેવો સુરક્ષિત દેશ જિતવાનો હતો, સમુદ્રને હાથે-પગે તરવાનો હતો, સામે રાવણુ જેવો મહાબળિયો શત્રુ હતો અને રણક્ષેત્રમા મદદ કરનારા મહાન યોદ્ધાઓ નહિ પણ માત્ર વાનરો હતા તો પણ શ્રીરામે સકલ રાક્ષસકુળને ઝપાટા મા જિતી લીધુ, તેથી એ વાત નક્કી છે કે-મહાપુરુષોની ક્રિયાસિદ્ધિનો આધાર સાધન-સયોગો પર નથી, પરતુ પોતાના પુરુષાર્થ ઉપર જ છે

" घटो जन्मस्थान मृगपरिजनो भूर्जवसन,
वने वास' कन्दैरशनमतिदु स्थ वपुरिति ।
इतीदृक्षोऽगस्त्यो यदपिबदपार जलनिधिं,
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥ "

ઘડામા જન્મ્યા હતા, પરિવારમા પશુઓ હતા, પહેર વામા ભૂર્જવૃક્ષની છાલ હતી, વસવાટ જગલમા હતો, ખાવા માટે વૃક્ષ-વેલીના કદ હતા અને શરીર પણ ઘણુ જ કઢગુ કે વામણુ હતુ-આવા વિચિત્ર સાધન-સ્થાન-સમયમા રહેલા અગસ્ત્ય ઋષિ અપાર એવા જલનિધિને ગટગટાવી ગયા તેથી એ વાત નક્કી છે કે-મહાપુરુષોની ક્રિયાસિદ્ધિનો આધાર સાધન-સયોગો પર નથી, પરતુ પોતાના પુરુષાર્થ પર જ છે

અને જુઓ કે—

" रथस्यैकं चक्रं भुजगयमिताः सप्ततुरगा–
निरालम्बो मार्गश्चरणविकलः सारथिरपि ।
रविर्यात्येवान्तं प्रतिदिनमपारस्य नभसः,
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥ "

રથ એક પૈડાવાળો છે, તેને સાત ઘોડા જોડેલા છે, તેનુ નિયત્રણ સાપરૂપી લગામોવડે કરવાનુ છે, માર્ગ કોઇ પણ જાતના આલબન કે આધાર વિનાનો છે અને સારથિ પણ પગથી પાગળો છે–પગ વિનાનો છે, છતા સૂર્ય, અપાર આકાશનો પ્રવાસ હમેશા પૂરો કરે છે, તેથી એ વાત નક્કી છે કે–મહા પુરુષોની ક્રિયાસિદ્ધિનો આધાર સાધન–સયોગો પર નથી, પરતુ પોતાના પુરુષાર્થ પર જ છે

## કેટલીક શકાઓ

આ સ્થળે એવી શકા ઉઠવાનો સભવ છે કે ' કાર્યસિદ્ધિનુ મુખ્ય અગ જો પુરુષાર્થ હોય તો પુરુષાર્થ કરનારા સઘળા મનુષ્યો પોતાના કાર્યમા સફલતા કેમ મેળવતા નથી ? ' તેનુ સમાધાન એ છે કે ' પુરુષાર્થ હોવા છતા ભાગ્યબલની પ્રતિકૂલતાને લીધે તેમ બને છે, વળી કેટલીક ક્રિયાઓનુ પરિણામ તાત્કાલિક દેખાય છે અને કેટલીક ક્રિયાઓનુ પરિણામ કાલાતરે દેખાય છે ' અગ્નિ મૂકતા જ સૂકુ ઘાસ સળગી ઊઠે છે, એ તાત્કાલિક પરિણામ છે, અને બીજ વાવતા વૃક્ષ ઊગે છે, એ કાલાતર–પરિણામ છે અથવા વિષપ્રયોગ થતા મૃત્યુ થાય છે, એ તાત્કાલિક પરિણામ છે, અને અન્નાદિવડે શરીરની પુષ્ટિ થાય

છે, એ કાલાતર પરિણામ છે અન્નનો રસ થાય, રસનુ રક્ત થાય, રક્તનુ માસ થાય, માસનો મેદ થાય, મેદના અસ્થિ થાય, અસ્થિની મજ્જા થાય અને મજ્જાનુ શુક્ર થાય ત્યારે શરીરની પુષ્ટિ થઈ ગણાય છે તેથી કોઈપણ ક્રિયાનુ પરિણામ તાત્કાલિક ન દેખાય તો એમ માની લેવાની જરૂર નથી કે તે નિષ્ફલ ગઈ છે તાત્પર્ય કે-પુરુષાર્થ કરનારના પુરુષાર્થની સફલતા તરત વેળાએ ન દેખાય તો પણ ભાગ્યબલ ની અનુકૂલતા પ્રમાણે ભવિષ્યમા અવશ્ય પ્રાપ્ત થાય છે

અહીં એવો પ્રશ્ન પૂછી શકાય કે 'એક મનુષ્ય દશ હજાર રૂપિયાની મૂડીથી એક ધધાની શરૂઆત કરે છે અને તેને જમાવવા માટે રાતદિવસ મહેનત કરે છે, પણ તેવામા લડાઈ ફાટી નીકળે છે કે બળવો થાય છે, અથવા તો એકાએક આગ લાગે છે યા જલપ્રલય થાય છે, અને તેમા તે બધી મૂડી ગુમાવી દે છે, તો તેણે કરેલા પુરુષાર્થનુ પરિણામ શુ આવ્યુ ? અને તેને સફલતા કેવી રીતે મળવાની ?'

આ પ્રશ્નનો ખુલાસો એ છે કે 'દશ હજાર રૂપિયાની મૂડી રોકીને ધધો કરનારા મનુષ્યે જો પુરુષાર્થ સાચી દિશામા કર્યો હશે, તો તે દ્વારા કેટલોક અનુભવ તથા કેટલીક લાગવગ જરૂર પ્રાપ્ત કરી હશે. અનુભવ અને તે લાગવગ એની સાચી મૂડી છે મતલબ કે તે દ્વારા તે નવી મૂડી ભેગી કરી શકશે, ફરીને ધધો જમાવી શકશે અને ભાગ્યનુ જોર હશે તો તેમા સફલતા મેળવશે જ *મેળવશે.'

* બાહ્ય સુખના સાધનોમાં ભાગ્યબલના ... છે અને ...
મોખ્રુ છે આત્મવિકાસની સિદ્ધિમા પુરુષાર્થ ... મુખ્ય

આ ખુલાસા સામે પણ એક શંકા ઉઠાવી શકાય કે 'તે બીજી વાર સફળ થશે તેની ખાતરી શું? તાત્પર્ય કે-તેને બીજી વાર પણ નિષ્ફલતા મળવાનો સંભવ છે.'

તેનું સમાધાન સરલ છે. પહેલી વાર નિષ્ફલ ગયેલો બીજી વાર પણ નિષ્ફળ જાય તે બનવાજોગ છે. અરે! બીજી વાર જ શા માટે? તે ત્રીજી વાર, ચોથી વાર, પાંચમી વાર કે છઠ્ઠી વાર પણ નિષ્ફલ જાય તે બનવાજોગ છે. પરંતુ સાતમી વાર એટલે આખરે તેને માટે સફલતા સરજાયેલી છે. જાળ બાંધનાર કરોળિયો તેનું સુંદર ઉદાહરણ છે. તે ગમે તેટલી વાર નીચે પડવા છતાં આખરે જાળ બાંધે છે.

નીતિકારોએ તો સ્પષ્ટ જણાવી દીધું છે કે—

" निद्रालस्यसमेतानां क्लीबानां क्व विभूतयः ? ।
सुसत्त्वोद्यमसाराणां, श्रियः पुंसां पदे पदे ॥ "

"નિદ્રા અને આળસથી યુક્ત બાયલાઓને (ધન, સંપત્તિ, અધિકાર, યોગ્યતા, વિકાસ આદિ) વિભૂતિઓ ક્યાંથી મળે? એ તો જે પુરુષો ઉદ્યમી અને પરાક્રમી છે તેમને માટે જ સરજાયેલી છે. તેઓ ડગલે ડગલે (જ્ઞાનલક્ષ્મી, યશલક્ષ્મી, ધર્મલક્ષ્મી, આદિ) લક્ષ્મી પામે છે."

" उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी-
र्दैवं न दैवमिति कापुरुषा वदन्ति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या,
यत्ने कृते यदि न सिद्ध्यति कोऽत्र दोषः ? ॥ "

"લક્ષ્મી, ઉદ્યોગી એવા પુરુષસિંહ પામે જાય છે, નહિ કે દૈવ પાસે જેઓ કાયર છે તેઓ જ 'દૈવ રૂઠયુ છે' 'દૈવે આમ કર્યુ' 'દૈવે તેમ કર્યું' ઇત્યાદિ શબ્દો બોલે છે, માટે હે બધુ! દૈવને છોડીને આત્મશક્તિ પ્રમાણે પુરુષાર્થ કર તેમ છતા કાર્ય સિદ્ધ ન થાય તો કોનો દોષ? અર્થાત્ પછી તુ દોષિત નથી"

## રાજમાર્ગ

જેઓને આ જગત્મા ઉચ્ચ પદ પ્રાપ્ત કરવુ છે અથવા 'ઉત્તમ જીવન,' 'આદર્શ જીવન,' 'સાધુ જીવન,' 'પવિત્ર જીવન,' 'ધાર્મિક જીવન' કે 'સસ્કારી જીવન' ગાળવુ છે અથવા તો 'આત્મહિત,' 'આત્મવિકાસ,' 'આત્મોન્નતિ,' 'આત્મોદ્ધાર,' 'આત્મકલ્યાણ' કે 'શ્રેયસાધના' કરવી છે, તેમને 'પુરુષાર્થ' એ જ એક રાજમાર્ગ છે

અહીં 'પુરુષાર્થ' નો અર્થ ઉત્તમ હેતુ, ઉચ્ચ આદર્શ, પરમ લક્ષ્ય કે અતિમ સાધ્ય માટે કરવામા આવતી પ્રયત્ન–પરપરા છે અન્યથા ચોર, ડાકુ, લૂટારા, જુગારી અને વ્યભિચારી પણ એક પ્રકારનો પુરુષાર્થ તો કરે જ છે

'કરે તેવુ પામે અને વાવે તેવુ લણે' એ ઉક્તિ યુગ યુગના અનુભવ પછી પ્રચલિત થયેલી છે અને દરેક જમાનાના બુદ્ધિશાળી મનુષ્યોએ તેને કબૂલ રાખી છે તેથી એમ માનવુ સપૂર્ણ રીતે વ્યાજબી છે કે પરમ પુરુષાર્થનુ ફલ પરમસુખ, પરમઆનદ અને પરમશાતિ છે, જ્યારે નિકૃષ્ટ પુરુષાર્થનુ ફલ અનત દુખ, અનત શોક અને ભયકર અશાતિ છે' તે માટે પરમ પુરુષોએ પોકારીને કહ્યુ છે કે —

" अकर्त्तव्य न कर्त्तव्य, प्राणैः कण्ठगतैरपि ।
सुकर्त्तव्य तु कर्त्तव्य, प्राणैः कण्ठगतैरपि ॥ "

" પ્રાણ કંઠે આવ્યા હોય તો પણ અકર્ત્તવ્ય કરવુ નહિ
પ્રાણ કંઠે આવ્યા હોય તો પણ સુકર્ત્તવ્ય તો અવશ્ય કરવુ "

## ત્રણ પ્રકારના પુરુષો

અને તેમણે કર્ત્તવ્યપાલનને દૃષ્ટિ સમક્ષ રાખીને મનુષ્યોના ભેદ પાડતા જણાવ્યુ છે કે—

" राजदण्डभयात्पाप, नाचरत्यधमो जन' ।
परलोकभयान्मध्यः, स्वभावादेव चोत्तम ॥ "

" અધમ પુરુષો કાયદાની ચુગાલમા આવી જવાની બીકને લીધે પાપ કરતા નથી મધ્યમ પુરુષો પરલોક બગડશે એવા ભયથી પાપ કરતા નથી જ્યારે ઉત્તમ પુરુષોનો તો સ્વભાવ જ એવો હોય છે કે તેઓને પાપ કરવાનુ દિલ થતુ નથી "

વળી,

" पाप समाचरति वीतघृणो जघन्य ,
प्राप्यापद सघृण एव विमध्यबुद्धि ।
प्राणात्ययेऽपि न हि साधुजन स्ववृत्त,
वेला समुद्र इव लङ्घयितु समर्थ' ॥ "

" જે મનુષ્યો જઘન્ય એટલે કનિષ્ઠ કે અધમ છે, તેઓ પાપનુ આચરણ કાંઈ પણ બીક, ધાક કે સૂગ વિના બેધડક કરે છે જ્યારે મધ્યમ પુરુષો કોઈ આફત આવી પડે અને બીજો ઉપાય ન હોય તો જ વિના છૂટકે પાપનુ આચરણ

કરવા તત્પર થાય છે પરંતુ જેઓ સાધુજન કે ઉત્તમ કોટિના પુરુષો છે, તેઓ આત્મત્યાગનો પ્રસંગ આવે તો પણ પોતાનું ઉત્તમપણું છોડતા નથી કે જેમ સાગર પોતાની ભરતી અંગેની મર્યાદા છોડતો નથી "

તે જ રીતે એ પણ જણાવ્યું છે કે —

" उत्तमा सुखिनो बोध्या', दुःखिनो मध्यमा' पुन. ।
सुखिनो दु'खिनो वापि, बोधमर्हन्ति नाधमा' ॥ "

" જેઓ સુખી થવાથી પોતાના કર્ત્તવ્યનો બોધ પામે છે તે ઉત્તમ પુરુષો, જેઓ દુ ખી થવાથી કર્ત્તવ્યને સમજે છે તે મધ્યમ પુરુષો અને જેઓ સુખી હોય કે દુ ખી હોય પણ કર્ત્તવ્યની સમજ ધરાવતા નથી તે અધમ પુરુષો "

આ શબ્દોનો ભાવાર્થ એ છે કે—જે મનુષ્યો સુખનો ઉપાય જાણ્યા પછી અને તેના દ્વારા સુખની પ્રાપ્તિ અવશ્ય થાય છે તેવો અનુભવ કર્યા પછી વિહિત કર્ત્તવ્યનું પાલન ચાલુ રાખે છે કે ઉત્તરોત્તર વધારે સારું પાલન કરતા જાય છે, તેમને ઉત્તમ પુરુષો જાણવા આવા પુરુષો રાજ્ય, સંપત્તિ, ભોગ-સામગ્રી, ઉચ્ચકુલ, શરીરસૌંદર્ય, પાંડિત્ય, આરોગ્ય અને આયુષ્ય એ બધાને ધર્મનું જ ફલ માનતા હોય છે અને વનમાં, રણમાં, શત્રુની મધ્યમાં, અગ્નિની અંદર, જળની અંદર, મહાસાગરની સફરમાં કે પર્વતની ટોચ પર યા ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં મનુષ્યનો જે બચાવ થાય છે, તેને તેઓ પૂર્વભવની પુણ્યાઈ સમજતા હોય છે, તેથી તેઓ ધર્મ-પાલનમાં વિશેષ અને વિશેષ ઉત્સાહવંત બનતા જાય છે

જે મનુષ્યો સુખનો ઉપાય જાણવા છતા, પુણ્ય અને પાપને સમજવા છતા કે ધર્મ અને કર્ત્તવ્યના સ્વરૂપથી વાકેફ હોવા છતા નબળાઈઓને વશ થઈને વિષયવિકાર તરફ ઘસડાઈ જાય છે અને જ્યારે દુખનો અનુભવ થાય છે ત્યારે જ ધર્મનો આશ્રય લે છે, તેમને મધ્યમ પુરુષો જાણવા આવા પુરુષો પોતાની સાન ઠેકાણે આવતા અ તરાત્માને ઉદ્દેશીને કહેતા હોય છે કે —

"त्यज दुर्जनससर्गं, भज साधुसमागमम् ।
कुरु पुण्यमहोरात्र, स्मर नित्यमनित्यताम् ॥"

"હે આત્મન્ ! તુ દુર્જનનો સ સર્ગ છોડી દે, કારણ કે તેના સ સર્ગથી તારો ધર્મપ્રેમ ઓછો થઈ ગયો છે, તારો જાતિનો આગ્રહ શિથિલ પડી ગયો છે અને તારા પ્રાપ્ત કર્ત્તવ્યો મા તુ શિથિલ થયો છે તેથી ઈચ્છવા યોગ્ય એ જ છે કે- હવે તુ સાધુપુરુષોનો સમાગમ કર કે જેથી તારી ધર્મભાવના પ્રફુલ્લિત થાય, તારો નીતિનો આગ્રહ દૃઢ થાય અને તારુ પ્રાપ્ત કર્ત્તવ્ય તને કરવાની જ સન્મતિ સાપડે વળી હવે તુ રાત્રિદિવસ પુણ્યના જ કાર્યો કર કે જેથી તને ભવિષ્યમા દુખ પડે નહિ વળી હે આત્મન્ ! તુ વિષયભોગમા ફસાઈ ન જા, માટે હમેશા ધન, યૌવન, અધિકાર અને આયુષ્ય એ અનિત્ય છે તે વાત સ્મરણમા રાખ "

આ રીતે પોતાની ભૂલોને સુધારતા અને સદુપાયોના સેવનની બુદ્ધિ ધરાવતા મધ્યમ પ્રકારના મનુષ્યો ચડતા-પડતા છેવટે ધર્માભિમુખ થાય છે અને તેથી સફળતાની વધારે નજીક જતા જાય છે

જે મનુષ્યો સુખ મળવા છતાં કે દુઃખ મળવા છતાં તેમાંથી કોઈ પણ પ્રકારનો બોધ ગ્રહણ કરતાં નથી એટલે કે પોતાના જીવનને મરજી મુજબ ચાલવા દે છે, તેઓને અધમ જાણવા વધારે સ્પષ્ટ કહીએ તો આવા મનુષ્યો સુખ કે દુઃખના કારણોનો કાંઈ પણ વિચાર કરતા નથી, તેથી તેમાંથી કોઈ પણ જાતનો બોધ ગ્રહણ કરી શકતા નથી, એટલે તેમનું જીવન ઉદ્દેશથી રહિત હોય છે, ધ્યેયથી વિહીન હોય છે કે સાધ્યના કોઈ પણ જાતના ખ્યાલ વિનાનું હોય છે આવા પુરુષો મોટા ભાગે ગતાનુગતિક ન્યાયથી ચાલે છે અને પોતાનું જીવન લોકૈષણાના પ્રવાહમાં વહેવા દે છે એમ કરતાં આયુષ્ય જ્યારે પૂર્ણ થાય છે ત્યારે તેઓને લાગે છે કે-તેઓ ખરેખરું જીવન જીવ્યા જ નથી અને પ્રાપ્ત થયેલી અણુમોલ તકનો લાભ લેવાનું છેક જ ચૂકી ગયા છે બીજા શબ્દોમાં કહીએ તો આવા મનુષ્યોને અંતસમયે પોતાની જિંદગી નિષ્ફલ જણાય છે, તેથી ભયંકર નિષ્ફલતા, નિરાશા કે નાસીપાસીનો અતિ કડવો અનુભવ થાય છે

## જવાબદારીઓ અદા કરો

પુરુષના ઉત્તમ, મધ્યમ, અધમ-આ ત્રણ વિભાગો કર્ત્તવ્ય પાલન, વર્તન કે વિકાસને અનુલક્ષીને પાડવામાં આવ્યા છે, તેથી જે મનુષ્ય પોતાના કર્ત્તવ્યપાલનમાં વધારે તત્પર બનતો જાય, પોતાના વર્ત્તનને ઉત્તરોત્તર સુધારતો જાય અને દિન પ્રતિદિન વિકાસની સાધના કરતો જાય તે અધમમાંથી મધ્યમ અને મધ્યમમાંથી ઉત્તમ બની જીવનના મહાન ઉદ્દેશને પૂર્ણ કરી શકે છે અને અનંત-અવ્યાબાધ આત્મસુખની ૧

કરવામા સંપૂર્ણ સફલતા મેળવી શકે છે તેથી કોઈ પણ સુજ્ઞ મનુષ્યે 'દૈવ' 'ભાગ્ય' કે 'નસીબ'ના હવાલા નાખીને પોતાની જવાબદારીઓને અદા કરવાના પરમ કર્તવ્યમાથી પાછુ હઠવાનુ નથી

"विधिर्विधाता नियतिस्वभाव,
कालो ग्रहाश्चेश्वरकर्मदैवम् ।
भाग्यानि पुण्यानि यम कृतान्त,
पर्यायनामानि पुराकृतस्य ॥"

એ વાત સ્પષ્ટ રીતે સમજી લેવાની જરૂર છે કે—

"વિધિ,[1] વિધાતા,[2] નિયતિ,[3] સ્વભાવ,[4] કાલ,[5] ગ્રહો, ઇશ્વર,[7] કર્મ,[8] દૈવ,[9] ભાગ્ય,[10] પુણ્ય,[11] યમ[12] અને કૃતાન્ત[13] એ બધાયે શબ્દો પૂર્વભવમા આપણે જે કાઇ કાર્યો કર્યા છે તેના જ અપરનામો છે" તેથી પરમ પુરુષાર્થ એ જ સિદ્ધિનો રાજમાર્ગ છે, એ જ સફલતાની સાચી સીડી છે

## પ્રમાદની પ્રચુરતા

માનવજીવનના સૂક્ષ્મ અભ્યાસીઓએ કહ્યુ છે કે—

"उपदेष्टु च वक्तु च, जन सर्वोऽपि पण्डित ।
तदनुष्ठानकर्तृत्वे, मुनयोऽपि न पण्डिता ॥"

"ઉપદેશ દેવામા અને બોલવામા માણસ માત્ર પંડિતો છે પણ તેને અમલમા મૂકવામા મુનિઓ પણ પંડિત નથી"

આ શબ્દો આપણા કર્તવ્યમંદ કે પુરુષાર્થહીન સ્વભાવને

અનુલક્ષીને બોલાયેલા છે ઘણુ સાંભળવા છતા, ઘણુ વાચવા છતા, ઘણુ વિચારવા છતા અને ઘણુ ઘણુ જાણવા છતા, જો જીવનને સરકારી બનાવવાનો કોડ જાગે નહિ કે જિંદગીને સફલ બનાવનારી ક્રિયાઓને અનુસરવાનો ઉમંગ પ્રકટે નહિ તો એ શ્રવણનો, એ વાચનનો, એ વિચારનો અને એ જાણપણાનો અર્થ શું ?

આજે આપણુ જીવન પાપપંકમા ખૂચી ગયુ છે, આજે આપણુ જીવન કામભોગના કાદવમા રગદોળાય છે, આજે આપણુ જીવન કર્ત્તવ્યનો કમનીય પંથ છોડીને વામાચારની વિષમ વાટ તરફ ઘસડાઈ રહ્યુ છે અન્યથા કંચન અને કામિનીનો આટલો કેફ શાને હોય ? સુવર્ણ અને સુંદરીનો આટલો શોખ કેમ પ્રકટે ? લક્ષ્મી અને લલનાની આટલી લાલચ કેમ હોય ? વધારે દિલગીરીની વાત તો એ છે કે–આજે ભણેલા મૂર્ખ બન્યા છે, શાણા ગણાતા સેતાન બન્યા છે અને સમજુનો ફાંકો ધરાવનારાઓએ સામાન્ય સમજને પણ કોરે મૂકી છે પ્રમાદની પ્રચુરતાને લીધે તેઓ શું બોલે છે, તેનુ પણ ભાન નથી જે 'ધર્મે' હજારો વર્ષ સુધી માનવજાતિને કર્ત્તવ્યનો પંથ દર્શાવ્યો, જીવનના ઉચ્ચ આદર્શોનુ ભાન કરાવ્યુ, જિંદગીના ગૂઢ પ્રશ્નનો ઉકેલ બતાવ્યો અને નીતિના પાયાનુ મજબૂત ચણતર કર્યું, તેને જ તેઓ અફીણના વ્યસનની ઉપમા આપે છે, તેને જ તેઓ સાંપ્રદાયિક ઝેર કહીને વગોવે છે અને તેને જ તેઓ હંબગ માનવાની હદ સુધી પહોંચી જાય છે ! ! આ બેજવાબદાર વક્તવ્યોનુ, આ પાગલ પ્રલાપોનુ, આ

અસમંજસ વ્યવહારનું પરિણામ એ આવ્યું છે કે—લોકો કર્ત્તવ્ય હીન બનતા જાય છે, ગમે તેવા અકાર્યો કરવામાં પણ તત્પર બનતા જાય છે અને જીવન-વ્યવહારમાં ચલાવવા માટેની સામાન્ય નીતિના સિદ્ધાંતો પણ છોડતા જાય છે

ધર્મપ્રત્યેની અંધશ્રદ્ધાએ જે નુકશાન કરેલું કહેવાય છે, તેના કરતાં અનેકગણું વધારે નુકશાન આ તર્કપૂર્ણ કર્તવ્યવિહીનતાએ કર્યું છે અને તેનો પ્રચાર હજી પણ ચાલુ રહેલો છે, એટલે બીજું કેટલું નુકશાન થશે તેની તો કલ્પના જ કરવી રહી

મહાપુરુષોએ જે સીડીને મજબૂત બનાવવા માટે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે, પ્રાજ્ઞ પુરુષોએ જે સીડીને સુંદર બનાવવા માટે યુક્તિયુક્તતાનો અનુપમ ઓપ આપ્યો છે અને ઉપકારી પુરુષોએ જે સીડીની વ્યવસ્થા માત્ર આપણા પામરો પ્રત્યેની હિતબુદ્ધિથી જ કરી છે, તેનો લાભ લેવા જેટલી સન્મતિ પણ ન બતાવીએ તો આપણા જેવા મહામૂર્ખ બીજા કોણ હોઈ શકે?

આ પરમપુરુષોએ આપણા કાન ઉઘાડવા માટે જ કહ્યું છે કે—

" अधीत्य शास्त्राणि भवन्ति मूर्खा
यस्तु क्रियावान् पुरुष स विद्वान् ।
सचिन्त्यतामौषधमातुर हि,
न ज्ञानमात्रेण करोत्यरोगम् ॥ "

"મનુષ્યો વિવિધ શાસ્ત્રનો અભ્યાસ કરવા છતાં 'મૂર્ખ' રહે છે (સુંદર સિદ્ધાંતો જાણવા છતાં તેનો લાભ ન લે તે મૂર્ખ

નહિ તો બીજુ શું?) તેથી જે પુરુષ ક્રિયાવાન (જાણેલુ અમલમા મૂકનાર) છે, તે જ સાચો વિદ્વાન (સમજુ) છે ઔષધનુ સારી રીતે ચિતન કરનાર રોગીને માત્ર તે જ્ઞાનવડે નીરોગી અવસ્થા પ્રાપ્ત થતી નથી તાત્પર્ય કે–જાણેલુ અમલમા મૂકે છે, ત્યારે જ ફાયદો થાય છે ”

“ पठकः पाठकश्चैव, ये चान्ये शास्त्रचिन्तकाः ।
सर्वे व्यसनिनो ज्ञेया, य क्रियावान् सः पण्डितः ॥ ”

“ શાસ્ત્રોને ભણનાર, ભણાવનાર અને તેના પર ઊડુ ચિતન કરનાર (પણ અમલમા ન મૂકનાર) દુખી જાણવા (કારણ કે તેમણે શાસ્ત્રોનો મર્મ સમજવા માટે ઘણો પરિશ્રમ ઉઠાવ્યો, પણ તેના અમલથી થનારો લાભ ઉઠાવ્યો નહી) જે મનુષ્ય ક્રિયાવાન (જાણેલુ અમલમા મૂકનાર) છે, તેને જ પડિત (સાચો સમજુ) જાણવો

લોકભાષામા કહીએ તો ‘ પોથીમાના રીંગણા ’ જેવા કે ‘ પોપટના રામ રામ ’ જેવા જ્ઞાનથી આપણો દહાડો વળતો નથી એટલે જીવનને સફલ [illegible] માટે જે વસ્તુની ખાસ જરૂર છે, તે ‘ પ્રશસ્ત પ્રયત્ન ’ની છે, ‘ પૂર્ણ પ્રયાસ ’ની છે, ‘ પરમ પુરુષાર્થ ’ની છે બીજી રીતે કહીએ તો જ્યા સુધી આપણુ એદીપણુ દૂર થાય નહિ, જ્યા સુધી આપણો આળસુ સ્વભાવ બદલાય નહિ અને જ્યા સુધી [illegible] પ્રમાદ–પ્રકૃતિનુ પરિવર્તન થાય નહિ, [illegible] ‘ વિજય, ’ ‘ સિદ્ધિ ’ કે ‘ સફલતા ’ [illegible] રહેવાને જ સરજાયેલા છે

[illegible] છે ખરા ? [illegible]

માત્રથી કોઇએ ગિરિશૃંગ પર આરોહણ કર્યું ખરૂ ? શબ્દોના સાથિયા પૂરવાથી કોઇએ યુદ્ધ જિત્યા ખરા ? અરે ! છાતી પર પડેલુ બોર મુખમા મૂકવુ હોય તો પુરુષાર્થની જરૂર પડે છે, અને હાથ હલાવ્યા વિના ગમે તેવુ તીક્ષ્ણ હથિયાર પણ કાઇ કામ આપી શકતુ નથી, માટે એ વાત આપણા રોમ-રોમમા ઠસવાની જરૂર છે કે—

" प्रमाद• परमद्वेषी, प्रमाद• परम विषम् ।
प्रमादो मुक्तिपुर्दस्यु•, प्रमादो नरकालय• ॥ "

" પ્રમાદ આપણો પરમદ્વેષી છે, પ્રમાદ આપણા માટે કાતિલ ઝેર છે, પ્રમાદ આપણા મુક્તિમાર્ગમા અ તરાય કરનારો દુષ્ટ ચોર છે અને પ્રમાદ સાક્ષાત્ નરકનુ ધામ બને છે "

## પુરુષાર્થના પાચ અ ગો

પુરુષાર્થના મુખ્ય અ ગો પાચ છે, (૧) ઉત્થાન (૨) કર્મ (૩) બલ (૪) વીર્ય અને (૫) પરાક્રમ ઉત્થાન એટલે ઉઠવુ કે ઉઠીને ઊભા થવુ કર્મ એટલે ક્રિયા કરવી કે કામે લાગવુ બળ એટલે મનોબળ, વચનબળ, કાયબળનો ઉપયોગ કરવો વીર્ય એટલે આત્મશક્તિને જાગૃત રાખવી, ઉત્સાહ રાખવો અને પરાક્રમ એટલે વિઘ્નો કે અ તરાયને ઓળગી જવા આ અ ગેનો સ્પષ્ટ ખ્યાલ નીચેના ઉદાહરણોથી આવી શકશે

(૧) એક મનુષ્ય અર્થોપાર્જન કરવાની ધારણા રાખે છે, તો પહેલા તે કોઇ પણ પ્રકારનો ધ ધો, વ્યાપાર કે રોજગાર કરવા તત્પર થશે પછી તે અમુક ધ ધો, અમુક વ્યાપાર કે

અમુક રોજગાર શરૂ કરશે પછી તે ધધા માટે જાતમહેનત કરશે, તે સબધી ગ્રાહકોને માહિતગાર કરશે અને તેના સચાલન વિષે અનેક જાતના વિચારો કરશે. વળી એ ધધા વિષે તેના મનમા આશા હશે, ઉત્સાહ હશે, ઉમગ હશે એટલે જ તે એ ધધાને ચાલુ રાખી શકશે અને એ ધધામા કદાચ કોઇ નાની મોટી મુશ્કેલીઓ આવશે તો તેને ધૈર્યપૂર્વક ઓળગી જશે જ્યારે તે આ રીતે ધધો, વ્યાપાર કે રોજગાર કરશે ત્યારે જ પોતાની અર્થોપાર્જનની ધારણામા સફલ થશે

અહી ધધો, વ્યાપાર કે રોજગાર કરવાની તત્પરતા એ ઉત્થાન છે, કારણ કે એ તત્પરતા કેળવવામા તેણે આળસનો ત્યાગ કર્યો હશે, યા તો જડતાને ખખેરી હશે, યા તો નાસી પાસીને દૂર કરી હશે અથવા તો પ્રમાદનો પરિહાર કર્યો હશે જો તેવુ કાઇ પણ ન બન્યુ હોત તો તે ધધો, વ્યાપાર કે રોજગાર કરવા તૈયાર થાત નહિ પછી તે ધધાની, વ્યાપારની કે રોજગારની શરૂઆત કરે છે, એ કર્મ છે, કારણ કે તે એક જાતનુ કાર્ય શરૂ કરે છે, એક જાતનો ઉદ્યમ કરવા લાગે છે, એક પ્રકારના કર્ત્તવ્યનો સ્વીકાર કરે છે અને એક પ્રકારની ફરજ પર ચડી જાય છે પછી તે જાતમહેનત કરે છે, ગ્રાહકોને માહિતી આપે છે અને સચાલનને લગતા અનેકવિધ વિચારો કરે છે, તે બલ છે, કારણ કે તેમા કાયા, વાણી અને મનની શકિતનો ઉપયોગ થાય છે હવે તે ધધો, વ્યાપાર કે રોજગાર કરતી વખતે તેના મનમા એક જાતની આશા હોય છે કે 'આ ધધાથી હુ ધન કમાઇશ, મારી પ્રતિષ્ઠા જામશે, મારી આબરૂ વધશે' વગેરે આવી કોઇ પણ આશા ન હોય

તો તે પોતાનો ધંધો, વ્યાપાર કે રોજગાર ચાલુ રાખે જ નહિ, કારણ કે કોઈ પણ જાતની આશા વિના મનુષ્ય પ્રવૃત્તિ કરે તે બનવું અસંભવિત છે જે સાધુસંતો અને મહાત્મા-મુનિઓ નિરાસક્તભાવે કાર્ય કરતા હોય છે તેમને પણ અપૂર્વ આત્મસંતોષની આશા હોય છે જો તેમ ન હોય તો તેઓ એ પ્રવૃત્તિ શા માટે કરે ? એટલે તેની આશા, તેનો ઉત્સાહ કે તેનો ઉમંગ એ વીર્ય છે અને તે જે જે મુશ્કેલીઓને ધૈર્યથી ઓળંગી જાય છે, તે પરાક્રમ છે મુશ્કેલીઓને ઓળંગી જવી એ જેમ પરાક્રમ છે તેમ મુશ્કેલીઓ સામે ટકી રહેવું એ પણ પરાક્રમ જ છે તાત્પર્ય કે તે મનુષ્ય જ્યારે ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પરાક્રમનો આશ્રય લે છે ત્યારે જ પોતાની અર્થોપાર્જનની ધારણામાં સફલતા મેળવી શકે છે

(૨) બીજો મનુષ્ય દૂધપાક-પુરીનું ભોજન કરવા ઇચ્છે છે, તો પહેલાં તો એ જાતનું ભોજન તૈયાર કરવાનો નિર્ણય કરશે અને તે માટે તત્પર થશે આ થયું ઉત્થાન પછી એ માટે કાર્યની શરૂઆત કરશે એ થયું કર્મ એ કાર્યમાં તેને ચૂલાની જરૂર પડશે, ઇંધણાની જરૂર પડશે, અગ્નિની જરૂર પડશે, તપેલા કે તાવડાની જરૂર પડશે, તાવેથાની જરૂર પડશે, દૂધ-સાકર અને ચોખાની જરૂર પડશે, બદામ-પિસ્તા, જાયફલ તથા કેશરની જરૂર પડશે તેમ જ પૂરીઓ તૈયાર કરવા માટે ઘઉંના આટાની, તેલની, ઘીની, પાણીની, ઓરસિયાની, વેલણાની, આરાની એમ અનેક વસ્તુઓની જરૂર પડશે આ વસ્તુઓ તે એકઠી કરશે કે એકઠી કરવાનો હુકમ કરશે તે ક્રિયા અને તેને કેમ મેળવવી, કેમ ઉપયોગમાં લેવી તેનો

વિચાર પણ કરશે આ થયું બલ આ ક્રિયા કરવાથી 'હું દૂધપાક અને પુરી જરૂર બનાવી શકીશ,' 'તૈયાર થઈ જશે' 'હમણાં થઈ જશે' આદિ વિચારો દ્વારા તેના મનમાં ઉત્સાહ સ્ફૂરતો હશે કે ઉમંગ ચાલુ હશે તે થયું વીર્ય અને તેનું ભોજન તૈયાર કરવાનું કામ બગડી ન જાય તે માટે બિલાડીને દૂર કરશે, અગ્નિ ઓલવાઈ જશે તો તેને ફરી પ્રકટાવશે, ઝારો તૂટી જશે તો બીજો લઈ આવશે, બદામ–ચારોળી યા જાય ફળ ખરાબ નીકળશે તો તેને બદલાવી નાખશે આ રીતે જ્યારે વિઘ્નોથી અપ્રતિહત બનીને તે પોતાનું કાર્ય પૂર્ણ કરશે ત્યારે દૂધપાક–પુરીનું ભોજન તૈયાર થશે આ થયું પરાક્રમ

(૩) ત્રીજો મનુષ્ય ધર્માનુષ્ઠાન તરીકે ઉપવાસ નામનું તપ કરવા ઇચ્છે છે ઉપવાસ કરવા માટેની તેની તત્પરતા એ ઉત્થાન છે ઉપવાસ કરવા માટેનો નિશ્ચય કે તે માટે ગ્રહણ કરવામાં આવતી પ્રતિજ્ઞા એ છે કારણ કે ત્યારથી ઉપવાસ શરૂ થાય છે પછી તે આત્માની સમીપે વસવા માટે કાયા, વાણી અને મનથી પ્રયત્ન કરશે, એ થયું બલ અને તે ઉપવાસની ક્રિયામાં ઉલ્લાસ માણશે, એ થયું વીર્ય તથા એની સામે ગમે તેવા વિચિત્ર કે વિષમ સંયોગો ઊભા થશે પણ તે ઉપવાસમાં કાયમ જ રહેશે, એ થયું પરાક્રમ આ રીતે જ્યારે તે ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પરાક્રમનો આશ્રય લેશે ત્યારે તેનું તપરૂપી ધર્માનુષ્ઠાન સફલતાને પામશે

(૪) ચોથો મનુષ્ય સમ્યક્ ચારિત્રના એક અંગ તરીકે ક્રોધનો જય કરવા ઇચ્છે છે, તો ક્રોધ છોડવા માટેની તેની તત્પરતા એ ઉત્થાન છે, ક્રોધ છોડવા માટેનું પ્રત્યાખ્યાન

( પચ્ચક્ખાણ ) એ કર્મ છે, કારણ કે ત્યારથી જ ક્રોધ છોડવાની શરૂઆત થાય છે શરીરને ક્રોધમા પ્રવર્તવા ન દેવુ, વાણીમા ક્રોધને વ્યક્ત થવા ન દેવો અને મનમાથી પણ ક્રોધના આવેશને દૂર કરવો એ બલ છે એ રીતે ક્રોધને કાયા, વાણી અને મનમાથી હાકી કાઢવામા ઉત્સાહ થવો, ઉલ્લાસ થવો, ઉમગ થવો એ વીર્ય છે અને ક્રોધ કરવા માટેના ગમે તેવા પ્રબલ નિમિત્તો મળી આવે છતા તેને પ્રકટ થવા દેવો નહિ તે પરાક્રમ છે આ રીતે જ્યારે તે ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પરાક્રમના પગથિયે ચડે છે ત્યારે જ ક્રોધ પર જય મેળવવવાની પોતાની ધારણામા સફલતા પ્રાપ્ત કરે છે

## તાત્ત્વિક રહસ્ય

પુરુષાર્થના આ પાચ અગોનુ તાત્ત્વિક રહસ્ય નીચે મુજબ સમજવાથી સિદ્ધિ કે સફલતા સત્વર સાપડશે —

( ૧ ) **ઉત્થાન** એટલે આળસ મરડીને ઊભા થવુ, જડતા છોડીને જાગૃત થવુ, નિરાશા કે નાસીપાસનો ત્યાગ કરવો અને પ્રમાદ માત્રનો પરિહાર કરીને કર્ત્તવ્ય બજાવવા તત્પર થવુ

( ૨ ) **કર્મ** એટલે નિશ્ચયપૂર્વક કામે લાગવુ, ઉદ્યમ કરવા મચી પડવુ, કર્ત્તવ્યનો સ્વીકાર કરવો કે ફરજ પર ચડી જવુ

( ૩ ) **બલ** એટલે સ્વીકૃત કાર્યમા કાયા, વાણી અને મનના બલનો બને તેટલો વધારે ઉપયોગ કરવો, પ્રાણ પરોવવો

( ૪ ) **વીર્ય** એટલે સ્વીકૃત કાર્યને પાર પાડવામા આનદ માનવો, ઉલ્લાસ રાખવો કે ઉમગ ધરાવવો

( ૫ ) **પરાક્રમ** એટલે અતરાયો, મુશ્કેલીઓ, પરીષહો કે

વિઘ્નો સામે ધૈર્યપૂર્વક ઊભા રહેવુ અને તેમને ઓળગી જવાની વીરતા બતાવવી

## ઉપસહાર

પડવુ કે ચડવુ એ મનુષ્યના પોતાના હાથની વાત છે જે મનુષ્યો ગમાર બનીને ગફલતમા રહે છે, તેઓ અધ પતનના અધારા કૂવામા અવશ્ય ગબડી પડે છે અને જે મનુષ્યો સમજુ થઈને પુરુષાર્થને સાધે છે તેઓ મુક્તિસુખના મિનાર પર અવશ્ય ચડી જાય છે તેથી ઇચ્છવા યોગ્ય એ છે કે આજે જ આળસ મરડીને ઊભા થાઓ, આજે જ જડતાને છોડી જાગૃત થાઓ, આજે જ નિરાશા કે નાસીપાસનો ત્યાગ કરો અને આજે જ પ્રમાદનો પરિહાર કરીને કર્ત્તવ્યનુ પાલન કરવા તત્પર બનો કર્ત્તવ્ય એટલે ધર્મનુ ઉલ્લાસમય આરાધન કે મગલમય મુક્તિ માટેનો પરમ પુરુષાર્થ

આ જગતમા જે મહાપુરુષો કૃતકૃત્ય થયા છે, નિષ્ઠિતાર્થ થયા છે, સિદ્ધ-બુદ્ધ-પારગત અને પરપરગત થયા છે, તે સઘળાએ પુરુષાર્થનુ જ આલબન લીધુ હતુ, પુરુષાર્થનુ જ અનુસરણ કર્યું હતુ અને પુરુષાર્થને જ પોતાનો જીવનમત્ર બનાવ્યો હતો એટલે એ વાત નિર્વિવાદ સિદ્ધ છે કે-પુરુષાર્થ એ જ સફલતાની સીડી છે, પુરુષાર્થ એ જ મુક્તિમદિરનુ ભવ્ય પ્રવેશ દ્વાર છે અને પુરષાર્થ એ જ અક્ષય-અનત-અપરિમિત સુખનુ સાચુ સાધન છે

વિચારશૂન્યતા, ધ્યેયહીનતા, લક્ષ્ય રહિતપણુ તથા પાપા ચરણ પ્રત્યેનુ માનસિક વલણ એ અધમ પુરુષના લક્ષણો છે, સુવિચાર, ધ્યેયનુ ભાન, લક્ષ્યનો ખ્યાલ અને પાપભીરુતા કે

પાપ કરવાની અનિચ્છા એ મધ્યમ પુરુષના લક્ષણો છે, અને શુભ ભાવના, ધ્યેયનુ સતત સ્મરણ, લક્ષ્યને પહોંચવાનો પરમ પુરુષાર્થ અને પાપનો સદતર ત્યાગ એ ઉત્તમ પુરુષના લક્ષણો છે 'આ ત્રણ પ્રકારના પુરુષોમા મારુ સ્થાન કયા છે?' તેનો વિચાર પ્રત્યેક સુજ્ઞ મનુષ્યે તટસ્થ ભાવે-અતરની સાક્ષીએ કરવો ઘટે છે

પુરુષના ઉત્તમ, મધ્યમ અને અધમ એ ત્રણ વિભાગો તેના વર્તન, વિકાસ કે ગુણને અનુલક્ષીને પાડવામા આવે છે તેથી જે મનુષ્ય પોતાનુ વર્તન ઉત્તરોત્તર સુધારતો જાય, પોતાનો વિકાસ ઉત્તરોત્તર સાધતો જાય અને પોતાનામા રહેલા ગુણના બીજોને અકુરિત, પલ્લવિત, પત્રિત અને પુષ્પિત કરીને છેવટે સફલ બનાવતો જાય તે જઘન્ય, કનિષ્ઠ કે અધમ માથી વિમધ્ય કે મધ્યમ બની શકે છે અને વિમધ્ય કે મધ્યમમાથી ઉત્તમ, પવિત્ર કે પૂર્ણ બની શકે છે તેથી જ સદ્ગુણપ્રાપ્તિ માટે નિરતર પ્રયત્ન કરવો એ સફલતાની સીડી પરનુ ઉત્તમ આરોહણ છે

સર્વ જીવો પુરુષાર્થના પ્રશસ્ત પથને અનુસરો એ જ મગલ કામના

